

# गीता-सुभाषितम्

OR

# WISE WORDS from THE GITA




લેખક—મોરો નાનાજી પાટીલ, (મોરયા.)

અનુવાદક—નંદસુખરામ હરિરત્નરામ મહેતા.

પ્ર. લેખક—પ્રો. હરિ દામોદર વેલણકર, એમ.એ.


Price Re. 1 ] [ કિંમત ૧ રૂપીયો.

    

ॐ नमो भगवते वासुदेवाय ।

पुराणेष्वितिहासेषु तथा रामायणादिषु ॥
वचनं सारभूतं यत्तत्सुभाषितमुच्यते ॥ १ ॥

# गीता-सुभाषितम्

OR

# WISE WORDS from THE GITA




લેખકઃ—

મોરો નાનાજી પાટીલ, ( મોરયા )

શિક્ષક—લે. જ. રોડ મ્યુ. સ્કૂલ, દાદર-મુંબઈ.

અનુવાદકઃ—નંદમુખરામ હરિરત્નરામ મહેતા,

શિક્ષકઃ—ગો. તે. હાઇસ્કૂલ, મુંબઈ.





પ્રસ્તાવના-લેખકઃ—

પ્રો. હરિ દામોદર વેલણકર, એમ. એ.,

વિલ્સન કૉલેજ, મુંબઈ.





ગુજરાતી-અંગ્રેજી. ] આગસ્ટ ૧૯૨૮. [ પ્રથમાવૃત્તિ.

Price Re 1. ] સર્વે હક્કો લેખકને સ્વાધીન છે. [ કિંમત ૧ રૂપીઓ.



# श्रीमातृचरणे

## अर्पणपत्रिका



श्रीपाटिलकुलोत्पन्नश्रीनारायणसूनुना
मोरेश्वराभिधानेन कृतमानृण्यपत्रकम् ॥ १ ॥



श्रीकृष्णः शरणं ममेति हृदये संभावयन्ती मुदा
त्वं मां गर्भगतं बभर्थ सुधिया संयोजयन्ती सदा ॥
श्रीनारायणपादपद्मनिरते मातर्वये मानिनि
न्यस्ता त्वच्चरणारविन्दयुगले वाग्व्याकृतिः स्यान्मुदे ॥ २ ॥



## संक्षेप ( Abbreviations )

A. Atmanepada.
adj. Adjective.
adv. Adverb.
caus. Causal.
fu. Future.
ind. Indeclinable.
inf. Infinitive.
p. p. Past participle.
pass. Passive.
per. Person.
pre. p. Present participle.
sing. Singular.
U. Ubhayapada.

---

अ. अव्यय
आ. आत्मनेपद
उ. उभयपदी
उ. स. उपपद समास.
ए. एकवचन.
क. कर्मणि.
क. स. कर्मधारय समास.
द्व. स द्वन्द्व समास.
द्वि. द्विगु समास.
धा. सा. धातुसाधित.
न. स. नञ् समास.
प. परस्मैपद.
प्र. प्रयोजक, प्रथमा.
पु. पुरुष.
भ. भविष्यकाळ.
व. धा. वर्तमानकाळ वाचक धातुसाधित
वि. विशेषण.



પ્રોફેસર

## હરિ દામોદર વેલણકર એમ્. એ.

એમની

# પ્રસ્તાવના.

॥ ઓહ્ત ॥

આજ હજારો વર્ષ થયાં આર્યોનાં અત્યંત પરિચયમાં આવેલો અને તેઓના જીવિતક્રમપર યથોચિત અસર કરનારો કોઇ મહત્ત્વનો ગ્રંથ જો કહીએ તો તે **શ્રીમદ્ભગવદ્ગીતા** છે. શ્રુતિવાઙ્મયમાંનો તત્ત્વોપદેશક ભાગ જે **ઉપનિષદો,** તેનો સાર આ ભગવદ્ગીતામાં આપેલો હોવાને લીધે આજ કેટલાક સૈકા થયાં એ ગ્રંથને પણ **ઉપનિષદ્**ની અત્યંત માનનીય પદ્વી આપવામાં આવી છે. વાસ્તવિક રીતે જોતાં, ઉપનિષદ્ની માનનીય પદ્વી સામાન્યપણે ઋષિદષ્ટ જે વેદ, તેના આખરના તત્ત્વોપદેશક ભાગને આપવામાં આવે છે, અને ત્યાર પછીના ઋષિઓએ પોતાની બુદ્ધિથી રચેલા ગ્રંથો **સ્મૃતિ** કહેવાય છે. **વ્યાસ**પ્રણીત મહાભારતમાં આ ભગવદ્ગીતા ગ્રંથ આપેલો હોવાથી ખરૂં જોતાં એ સ્મૃતિની સંજ્ઞામાં આવે, અને **બ્રહ્મસૂત્રમાં** અને ઇતર ગ્રંથોમાં અનેકવાર એ નામથી એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તથાપિ ઉપનિષદોનો સારાંશ અત્યંત

સુલભ રીતે આ ગ્રંથમાં કરેલો હોવાને લીધે એને પણ **ઉપનિષદજ** કહેવાનો પ્રઘાત પડ્યો છે. અને એજ કારણસર લગભગ **ઉપનિષદો** અને **બ્રહ્મસૂત્રો** જેટલું જ વેદાંતશાસ્ત્રના મૂળ આધારભૂત ગ્રંથોમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાને ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે. **ઉપનિષદો, બ્રહ્મસુત્રો** અને **ભગવદ્ગીતા** એ વેદાંતશાસ્ત્રની **પ્રસ્થાનત્રયી** સમજવામાં આવે છે. એ ત્રણેનું પૂર્ણપણે અધ્યયન કર્યાવિના વેદાંત શાસ્ત્રમાં પ્રગતિ થતી નથી. ખુદ વેદાંતમતમાંજ જ્યારે અનેક પંથ ઉત્પન્ન થયા, ત્યારે પ્રત્યેક પંથના પ્રવર્તક આચાર્યને બ્રહ્મસૂત્રો અને ઉપનિષદોની સાથે સાથે શ્રીમદ્ ભગવદ્ ગીતાપર પણ ટીકા લખી. શ્રી મદ્ ભગવદ્ગીતા પણ અમારા મતને પુષ્ટિ આપે છે એમ સિદ્ધ કરી બતાવવા પ્રયત્ન કરવાની ફરજ પડી છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આ ગ્રંથ એટલો મહત્ત્વનો છે.

પણ આ ગ્રંથ આબાલવૃદ્ધોને એટલો પ્રિય હોવાનું કારણ મારા મત પ્રમાણે બીજુંજ છે. કેવળ પુણ્યપ્રાપ્તિ કરવાના હેતુથી જ આ ગ્રંથનું પઠન કરનારા ધર્મિષ્ટ મનુષ્યોની વાત બાજુએ મૂકીએ તો પણ તત્ત્વજ્ઞાનની અપેક્ષા ન હોય એવા વ્યવહારિક માણસોના પણ વાંચવામાં આવતો આ ગ્રંથ વારંવાર જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે આ ગ્રંથમાં ઉચા દરજ્જાની વ્યવહારિક નીતિનું શિક્ષણ આપવામાં આવ્યું છે. **વાસ્તવિક રીતે જોતાં આપણા સનાતન ધર્મમાં વ્યવહારિક નીતિશાસ્ત્રનાં શિક્ષણની ઉભરણી તત્ત્વજ્ઞાનપર રચાયલી** છે. તત્ત્વજ્ઞાન એક વાત કહે અને નીતિમત્તા બીજો નિયમ શીખવે એવું વિપરીતપણું આપણા ધર્મમાં કદી જોવામાં આવતું નથી. તથાપિ **વ્યવહારિક નીતિમયતા એટલે પ્રાણી માત્રનાં બીજા પ્રાણીની બાબતમાં કર્તવ્યકર્મનું અને ઉંડા ઉત્તમ તત્ત્વજ્ઞાનનું મિશ્રણ** જેટલી ઉત્તમ અને સહેલી રીતે આ ગ્રંથમાં બનાવવામાં આવ્યું છે તેટલું બીજા કોઇ ગ્રંથમાં જોવામાં આવતું નથી. અને એજ કારણસર આ ગ્રંથ તત્ત્વજ્ઞાનપરાઙ્મુખ તરુણોને તેમજ નીતિના જ્ઞાનની જેને જરૂર ન રહી હોય એવા વૃદ્ધમાણસોને સરખો પ્રિય લાગે છે. ખરૂં કહીએ તો **કર્તવ્ય વિમુખ થયેલા પોતાને પંડિત માનતા તરુણોને કર્તવ્યનિષ્ટ બનાવવા માટેજ** આ ગ્રંથનો અવતાર થયો છે, અને

તેથી પ્રત્યેક તરુણ માણસે પોતાનું કર્તવ્ય સમજી લેવા માટે આ ગ્રંથનું અવશ્ય અધ્યયન કરવું જોઇએ.

આજકાલ શાળાઓમાં શીખતા મધ્યમ અને પ્રૌઢ વયના વિદ્યાર્થીઓને કોઇ ને કોઇ ધર્મગ્રંથમાંથી ધર્મ અને નીતિનું શિક્ષણ આપવામાં આવે છે એ આનંદની વાત છે. આપણો દેશ, આપણું કુટુંબ, આપણાં ઇશ્વર અને અખિલ માનવજાત, એ બધાં સંબંધે આપણા કર્તવ્યની કલ્પનાનું બીજારોપણ તરુણ મનની ભૂમિમાં થાય તો જ ભવિષ્યમાં કંઇ ફ્ળોત્પત્તિ થવાનો સંભવ રહે. મને લાગે છે કે એવી તરેહનું બાળકોને શિક્ષણ આપવા યોગ્ય ગ્રંથોમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાને અગ્રસ્થાન આપવું જરૂરનું છે. તેમ થવામાં અડચણ માત્ર એટલીજ આવે છે કે આ આવડો મોટો ૭૦૦ શ્લોકનો ગ્રંથ આટલા થોડા વખતમાં બીજા અભ્યાસના વિષયોની સાથે સંભાળથી શીખવાય એ શકય નથી. પણ સમગ્ર ગ્રંથનું અધ્યયન કરવાની તરુણ વિદ્યાર્થીઓને ઘણી જરૂર પણ નથી. તેમજ તેમાંથી એકાદ બે અધ્યાય શીખવવા એ પણ કંઇ સમાધાનકારક વાત નથી.

માટે, રા. રા. **પાટીલે** રચેલી **'ગીતાસુભાષિતમ્'** ની યુકિત મને ઉત્તમ લાગે છે. તરુણ વિદ્યાર્થીઓને વિશેષ જરૂરના અને મહત્ત્વના ભાગ ગીતામાંથી ચૂંટી કાઢી તેટલા તેમનીપાસે સારીરીતે તૈયાર કરાવવા એ યુક્તિ અત્યંત સારી છે. આખી ગીતાનો મુખપાઠ કરતાં આવડે તેના કરતાં તેમાંથી ચૂંટી કાઢેલો સુભાષિતાત્મક ભાગ તેના અન્વય અને ભાવાર્થ સાથે સમજાવવામાં આવે એ અધિક મહત્ત્વની વાત છે એમાં કંઇ શંકા નથી. રા. રા. **પાટીલે ગીતાસુભાષિત** ગ્રંથ તરુણ વિદ્યાર્થીઓની દૃષ્ટિએજ લખ્યો છે. તે પોતે ઉત્તમ શિક્ષક હોવાથી વિદ્યાર્થીઓને આવશ્યક હોય એવી ઘણી બાબતોનો સમાવેશ તેણે પોતાના ગ્રંથમાં કર્યો છે.

પ્રત્યેક શ્લોકના અન્વય, કઠણ શબ્દોના અર્થ અને ધાતુવિષે ( અંગ્રેજી–મરાઠીમાં ) ભરપૂર માહિતી, વિશિષ્ટ શબ્દોની સાધાર નિરુક્તિ સામાસિક પદોના વિગ્રહ, સરળ મરાઠી અને અંગ્રેજી ભાષાંતર, એ બધી બાબતો રા. રા. પાટીલે પોતાના પુસ્તકમાં આપીજ છે, પણ તે

ઉપરાંત સંસ્કૃત શ્લોકના જેવાજ અર્થવાળા અંગ્રેજી ભાષાના **સરસ વચનો** તેણે પોતાના પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે ટાંકર્યા છે. તેમજ વળી પ્રત્યેક અધ્યાયના આરંભમાં અધ્યાયનો થોડો ઘણો સારાંશ પણ આપ્યો છે. તેમજ જરૂર હોય ત્યાં શ્લોકનો અર્થ વિશેષ સ્પષ્ટ કરવા માટે આગળ પાછળનો સંબંધ પણ થોડો ઘણો આપ્યો છે. છેવટે આપેલી શાસ્ત્રોક્ત સૂચીથી તો ગ્રંથના ઉપયોગીપણામાં અધિક વધારો થયો છે. ટુંકમાં કહેવાનું કે આવી તરેહનો ગ્રંથ પ્રગટ કરી રા. **પાટીલે** વિદ્યાર્થીવર્ગને પોતાનો કાયમનો ઋણી કર્યો છે.

વિદ્યાર્થી શિવાય **સામાન્ય વાચકવર્ગને** પણ **આ ગ્રંથનું અધ્યયન ગીતાનું અંતર રહસ્ય સમજવામાં ઘણી મદદનું થઇ પડશે.** એમાં કંઇ સંશય નથી. ઘણા કામકાજને લીધે કે કદીકદી આળસને લીધે **ગીતા–રહસ્ય** વગેરે જેવા પ્રચંડ ગ્રંથનું અધ્યયન અશક્ય હોય છે, અને ગીતાનું રહસ્ય સમજવાની ઇચ્છા તો હોય તેવે વખતે રા. પાટીલના પુસ્તકનો ઘણો ઉપયોગ થશે એવી મારી કલ્પના છે.

વિલ્સન કૉલેજ, મુંબઇ.
તા. ૨ જુલાઇ ૧૯૨૭
હરિ દામોદર વેલણકર.



# ઉદ્ગતઃ—

બધા ધર્મગ્રંથોમાં અને પુરાણ ગ્રંથોમાં અત્યંત માર્ગદર્શક અને જ્ઞાન પ્રકાશક ગ્રંથ જો જોઇએ તો તે ભગવદ્ગીતા છે. નાનપણથી જ આ ગ્રંથનુ નામ સાંભળી ચિત્તમાં એવી ઇચ્છા થઇ હતી કે આવા જગદ્વિખ્યાત અને બોધદાયક ગ્રંથનુ અધ્યયન અને મનન કરી મનની હોંસ પૂરી પાડવી. મૂળથી જ મરાઠી અને સંસ્કૃત ભાષા વિષે મને પ્રેમ હોવાથી ઇ. સ. ૧૯૧૧ ની સાલમાં ટ્રેનિંગકૉલેજમાં શિક્ષણ લેવા જવાની સારી સંધિ મને પ્રાપ્ત થઇ. રજામાં ઘેર આવ્યા પછી એક દિવસ મેં મારા મિત્ર બળવંતરાવ પેઠે ( શિરગાંવકર )ને કહ્યું કે " ગીતાનો અર્થ સમજવા પ્રયત્ન કરવાની મને અત્યંત ઉત્કંઠા થઇ છે." તેમણે કહ્યું કે " તમારી ઇચ્છા પ્રમાણે થશેજ. મહાવરાથી સર્વ કંઈ થઇ શકે છે. માત્ર પ્રયત્ન કરવો જોઇએ." પુણે પાછો ગયા પછી કેટલાક ગીતાના શ્લોક મોઢે કરી તેના અર્થ સમજવાનો પ્રયત્ન કરવા માંડ્યો. રજામાં જ્યારે ગામ આવતો ત્યારે કૈ. શ્રી. આપ્પાસાહેબ પેઠેની મદદથી ચિપળુણકરના સુભાષિત અને સહેલાં સંસ્કૃત પુસ્તકો વાંચી પૂરાં કરતો. તે વખતે સંસ્કૃત ભાષા અર્થથી ભરપૂર, સુભાષિત, ઘણી માર્મિક અને સુંદર છે એ જાણવામાં આવ્યાથી દરરોજના વાચનમાં પણ જે જે સુભાષિત અને મહત્વનો ભાગ માલમ પડે તેની નીચે લીટી દોરવાની ટેવ સહજજ પડવા લાગી. અને મૂળ ઇચ્છા જે ગીતાનું પઠન કરવાની તે દરરોજ કરવાનું રાખ્યું. તથાપિ ગીતામાંના બધાજ શ્લોકો કંઇ વ્યવહારમાં ઉપયોગી ન હોવાને લીધે તેમાંથી ચુંટણી કરવાની કલ્પના મનમાં આવવા માંડી.

યુનિવરસિટીની પ્રવેશ પરીક્ષા અને તે પછીની પરીક્ષાઓ માટે સંસ્કૃત વાંચનમાટે જે પુસ્તકો ઉપયોગમાં આવે છે તે બધાં ઘણાં ખરાં વ્યાકરણશુદ્ધ માહિતી માટે ટીકાઓથી ભરપૂર હોય છે. પરંતુ તેમાં ભગવદ્ગીતા જેવો રાષ્ટ્રીય અને બોધક ગ્રંથ વિદ્યાર્થીઓ માટે પદચ્છેદ, અર્થ વિવરણ, અન્વય અને ભાષાંતરથી યુક્ત એકે

નથી. મરાઠી અને અંગ્રેજી ભાષાંતરની જુદી જુદી અનેક આવૃત્તિઓ જોઇ, પણ શબ્દે શબ્દનું અને અભ્યાસ માટે યોગ્ય એવું ભાષાંતર ઘણી થોડી આવૃત્તિમાં જોવામાં આવ્યું. એ ઉણપ થોડે ઘણે અંશે પૂરી પાડવા હાલનો આ અલ્પ પ્રયત્ન કર્યો છે.

"ક્ષાત્રસેવક" ત્રિમાસિકમાં પહેલા બે અધ્યાયમાંથી ચૂંટી કાઢેલા મહત્ત્વના શ્લોકોનું અન્વય, અને અર્થ સાથે સ્પષ્ટીકરણ ત્રણ લેખમાં કર્યું. પરંતુ તે કેવળ મરાઠીમાં હતું. માટે સામાન્ય વાચક, અભ્યાસી વિદ્યાર્થી, અને નવીન લેખક, વક્તા અને કીર્તનકારને ઉપયોગી થાય અને ખાસ કરીને હાઇસ્કુલના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને વ્યાકરણ-શુદ્ધ અભ્યાસમાં ઉપયોગી થાય એવા હેતુથી સ્વતંત્ર પુસ્તકરૂપે આ પ્રયત્ન કર્યો છે. એમાં દરરોજના લેખનવાંચનમાં આવતાં ઘણા ખરા વચનોનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને દ્વિરુક્તિ બને તેટલી ટાળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રથમ મૂળ સંસ્કૃત શ્લોક, પછી પ્રત્યેક કઠણ શબ્દનું મરાઠી અને અંગ્રેજીમાં સ્પષ્ટીકરણ, ક્રિયાપદોના મૂળ ધાતુ, તેના ગણ અને પદ, ધાતુપરથી સાધિત થતાં નામો અને વિશેષણો તેના મૂળ ધાતુ અર્થ સાથે, ત્યારપછી અન્વય, મરાઠી અને અંગ્રેજી ભાષાંતર, એ પ્રમાણે રચના રાખી છે. મરાઠી અર્થ આપવામાં મુખ્યત્વેકરીને ગીતારહસ્ય, જ્ઞાનેશ્વરી, રહસ્યદીપિકા ( ભિડે શાસ્ત્રી ) ભાગવત, બર્વે, નિર્ણયસાગર, ડૉ. એની બેઝાંટ, પ્રો. ભાનુ, જસ્ટિસ તેલંગ વગેરેઓના અર્થ સરખાવી બન્યા તેટલા સામાન્ય અર્થ લઇ તકરારનું કારણ ન રહે તેમ સામાન્ય વાચક અને વિદ્યાર્થીઓ આગળ રજુ કરવાની ખાસ કાળજી રાખી છે. તથાપિ, મૂળ ગ્રંથજ શાસ્ત્રીય અને તાત્ત્વિક હોવાને લીધે કોઇ કોઇ સ્થળે અધરો ભાગ રહી ગયો હોય તે માટે વાચક ક્ષમા કરશે અને કંઇ કંઇ યોગ્ય સૂચના કરશે એવી ઉમેદ છે.

ખરૂં જોતાં, અંગ્રેજી ભાષાંતર મરાઠી અર્થને અનુસરતું હોવું જોઇએ, પણ જસ્ટિસ બર્વેનું The Glimpse of the Gita નામનું પુસ્તક વાંચી તેણે અનુસરેલો ભાષાંતરનો માર્ગ જોઇ મને જુદોજ વિચાર ઉત્પન્ન

થયો. ડૉ. ઍની બેઝંટનું ભાષાંતર અંગ્રેજી ભાષાનો અસલ નમુનો છે એવી મારી પણ ખાતરી થઇ.

વિદ્યાર્થી અવસ્થામાં મેં પણ તેજ ભાષાંતરનાં અનેક પારાયણ કરેલાં, અને વિદ્યાર્થીઓને એજ ભાષાંતર નમુનેદાર થશે એમ લાગવાથી ઘણું ખરૂં સઘળે તેજ ભાષાંતર આપ્યું છે. અનેક પ્રતોને બારીકાઇથી જોતાં કોઇ કોઇ સ્થળે થોડો ઘણો ફરક જુદી જુદી વ્યક્તિઓના ધ્યેય અનુસાર દેખાઇ આવે એ અનિવાર્ય છે. પણ સર્વ સામાન્ય ઉપદેશના વિષયમાં બે મત હોય નહિ એ વિચારથી અનેકના વિચાર અને અર્થનો મેં જરૂર જોગો ઉપયોગ કરેલો છે. સ્પષ્ટીકરણની બાબતમાં પણ એજ નિર્ણય રાખ્યો છે. પ્રિ. વા. શિ. આપટેની The Practical Sanskrit English Dictionary કે. વિદ્વદ્રત્ન જ. વિ. ઓકનો **ગીર્વાણ મરાઠી કોશ,** અને "આનંદ" ના કર્તા આપટેનો **મરાઠી શબ્દરત્નાકર** એ ત્રણ શબ્દકોશનો મુખ્યત્વે કરી ઉપયોગ કર્યો છે.

સમાન અર્થનાં વાક્યની પસંદગી કરવામાં Common Thoughts on Serious subjects, Proverbs, Old and New Testament ગીતારહસ્ય, ષડાધ્યાયી ગીતા ( ભાનુ ), સૂક્તિસુધાતરંગિણી, Parallel quotations વગેરે પુસ્તકોનો ઘણો ઉપયોગ કર્યો છે. સમાસ વિગ્રહની બાબતમાં શાંકરભાષ્યનો ઉપયોગ કર્યો છે

આ પુસ્તક કંઇ ખામિ રહિત નથી. તેમાં કોઇ કોઇ અનુપયોગી શ્લોકો આવ્યાનો અથવા ઉપયોગી બોધપ્રદ તત્ત્વો રહી ગયાનો સંભવ છે. તેજ પ્રમાણે હસ્તદોષ, નજરચૂક કે મારૂં પોતાનું અજ્ઞાન, એને લીધે કંઇ શંકા, ભૂલ, અર્થદોષ રહી જાય એ અનિવાર્ય છે. તે માટે મારા પ્રેમાળ વાચક મને ક્ષમા કરી પ્રેમથી જે જે કંઇ સૂચના કરશે તે પછીની આવૃત્તિમાં જરૂરજોગી અને શક્ય હશે તેટલી સ્વીકારવામાં આવશે. આજ પદ્ધત્તિપર આખી ગીતાનું એક પુસ્તક હું પ્રસિદ્ધ કરવા ધારૂં છું, તે વખતે પણ સર્વેની સૂચના માર્ગદર્શક થશે.

ગીતાના કોઇ કોઇ સામાન્ય તત્ત્વોને મળતા આવતા પરકીય ભાષાના વિદ્વાનોના વિચાર જે જડી આવ્યા તે વિદ્યાર્થીઓના જ્ઞાનમાં બેશક વધારો કરશે એમ સમજી યોગ્ય સ્થળે આપવામાં આવ્યા છે.

તેનો પણ ઉપયોગ ખાસ કરવાથી વિદ્યાર્થીઓના બહુશ્રુતપણામાં જરૂર વધારો થશે.

સમાસ વિગ્રહ કરતી વખત અથવા અન્વય આપતી વખત સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે બધે ઠેકાણે હોય તેવી સંધિ ન કરતાં જેટલી શક્ય તેટલી સંધિ આપી વાક્યોની ગોઠવણ કરેલી છે. પરંતુ સામાન્ય અને નવા વાંચનારાઓને અને સંસ્કૃતના અભ્યાસી વિદ્યાર્થીઓને શબ્દોનાં મૂળરૂપ સમજવામાં અને અર્થ જલદી સમજવામાં અડચણ ન પડે માટે ઘણું ખરૂં, સર્વ સ્થળે સંધિ ન કરતાં શબ્દનાં છુટાં રૂપજ આપ્યાં છે.

પુસ્તકને છેડે વર્ણાનુક્રમ આપેલી શ્લોક સૂચીમાંના કોઇ કોઇ મહત્વના શ્લોકચરણ સહેલાઇથી ધ્યાનમાં આવતાં નથી એવું શ્રી. કૃ વા. ચિતળે B. A. સંસ્કૃત શિક્ષકના સૂચવ્યાપરથી કેટલાક શ્લોકોનો સુભાષિત ભાગ જે જે શ્લોકો નીચે જાડા ટાઇપમાં આપ્યો છે તે ઉપરથી શ્લોક તરત શોધી કાઢવો એ સહેલું પડશે. ઉદાહરણ-**संभावितस्य चाकीर्तिः** એ શ્લોકપાદ 'अकीर्तिं चापि भूतानि' ઇત્યાદિ શ્લોકમાં, **संशयात्मा विनश्यति** એ 'अज्ञश्चाश्रद्दधानश्च' એ શ્લોકમાં અને **गहना कर्मणो गतिः** એ 'कर्मणो ह्यपि बोद्धव्यं' એ શ્લોકમાં મળશે.

હવે છેવટનું મહત્વનું કામ તે આભાર માનવાનું. વિલ્સન કૉલેજના મહારાષ્ટ્રભૂષણ અને વિદ્વાન સંસ્કૃત પ્રોફેસર શ્રી. **હરિ દામોદર વેલણકર** એમ. એ. એ પોતાનો અમુલ્ય વખત રોકી આ પુસ્તકની પ્રસ્તાવના લખી અને પ્રૂફો તપાસ્યા તે માટે આ લેખક તેમનો કાયમનો રુણી રહેશે. તેજ પ્રમાણે પ્રિ. જોશી, ડૉ. મા. વૈદ્ય, પ્રિ. કાળે, પ્રિ. ફડણીસ ( આ. એ. સો. ) અને બીજા પ્રસિદ્ધ સંસ્થાના પ્રિન્સિપાલ અને સંસ્કૃત શિક્ષકોએ કરેલી અનેક સૂચના અને આપેલાં પ્રોત્સાહન માટે, તેમજ શ્રી. ભા. રા. ઇનામદાર, કુમાર મહાદેવ ના. પ્રધાન, એઓએ આપેલી દરેક જાતની મદદ માટે હું તે બધાનો અત્યંત આભારી છું.

આ પુસ્તકની મરાઠી-અંગ્રેજી આવૃત્તિ નીકળ્યા પછી માત્ર ચાર મહીનામાં જ હિંદુસ્થાનના ઘણી ખરા ભાગમાં તેનો પ્રચાર થઇ ગયો અને

તેની ઘણી પ્રશંસા અને બોલબાલા થઇ. **મધ્યપ્રાંત અને વરાડની સરકારે અને મુંબઈ સરકારે** સદરહુ પુસ્તકને એ. વ. મિડ્લ અને હાઇ સ્કૂલમાં ચલાવવા માટે મંજૂર પણ કર્યું.

શિક્ષણાધિકારીઓએ અને સામાન્ય વિદ્વાન ગીતાભિમાની પુરૂષોએ અનુકૂળ અભિપ્રાય આપી મારી આ અલ્પ કૃતિને ઉત્તેજન આપ્યું, એટલુંજ નહિ, પણ હાલના વખતમાં આ પુસ્તકની ગુજરાતી અને હિંદી આવૃત્તિઓ પણ કાઢવી અવશ્યની છે, એવા પ્રકારની સૂચના પણ ઘણે ઠેકાણેથી આવવા લાગી. જેથી આ પુસ્તકની ગુજરાતી આવૃત્તિ કરવાનું કામ મુંબઇની **ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલવાળા મારા મિત્ર શ્રી. નન્દસુખરામ હરિરત્નરામ મહેતા**ની અનુભવી લેખણીને સોંપ્યું. તેમણે એ કામ આનંદથી સ્વીકારી અલ્પ અવધિમાં પુરૂં કરી આપ્યું તે બદલ હું તેમનો અત્યંત આભારી છું. એજ પ્રમાણે આ આવૃત્તિની બાબતમાં દરેક પ્રકારની મદદ નિરપેક્ષ બુદ્ધિથી કરી મને પોતાના અમૂલ્ય અનુભવનો વખતો વખત લાભ આપ્યો તે માટે મારા મિત્ર શ્રી. ગોપાળરાવ દેવ, બી. એ. બી. ટી; વાઇસ પ્રિન્સિપાલ, ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલ, મુંબઇ, એમનો પણ આભાર માન્યાવિના આ હદ્દત અપૂર્ણ કહેવાય. આ પ્રયત્નને વધાવી લેવાનું કામ ગુર્જરવાઙ્મય ને ગીતા પ્રેમીઓને સોંપી વાચકની રજા લઉં છું.

| શિરગામ, તા. પાલઘર,<br>જી. થાણા.<br>૩૧-૫-૨૮ | ગીતા-ધર્મનો નમ્ર સેવક,<br>**મોરો નાનાજી પાટીલ.**<br>( મોરયા કવિ ). |
|---|---|



## *Some Opinions.*

*Indian Daily Mail*, Bombay,—

"Quotations from other authors, giving expression to similar thoughts here and there embellish the Text. It will be *useful to boys learning Sanskrit and to grownups* who have not had any considerable Sanskrit training."

MR. G. B. Dev, B. A., B. T., Gokuldas Tejpal High School, Bombay.—" Never was an attempt made to publish the same...being a refresher to memory to speakers and Kirtankars and a valuable guide to Sanskrit Teachers in Secondary Schools."

MR. *K. A. Kantak*, PRINCIPAL, SAVANTWADI HIGH SCHOOL,

"The book will no doubt prove useful for the upper standards and deserves encouragement. I, *for me will recommend its introduction to the upper standards of the High School.*"

Progress of Education—" The idea appears to help the student reading for an examination and incidentally to introduce him to the Doctrines in this book which is being slowly recognized as the common book of Religion. by the Hindus. *We heartily recommend it to the notice of the Matriculation candidates.*"

*Times of India*;—

" The book should undoubtedly prove useful and interesting to the young student, and the author has tried to make it still more interesting by quoting parallel passages under many of the original shlokas. *Gita Subhashitam is one more testimoney to the perennial interest of the Gita for the Hindu mind*, being the most typical, most epigrammatic and therefore most often quoted entirely."

# गीता-सुभाषितम्.

## અધ્યાય ૧ લો.

**મહાભારતના યુદ્ધમાં** રણક્ષેત્ર ઉપર બંને પક્ષોમાં પોતાનાં સગાં વહાલાં જોઈને **અર્જુનને** લાગ્યું કે જે સગાંવહાલાંઓને રાજ્ય અને સુખ ઉપભોગ અપાવવા માટે હું યુદ્ધ કરવા તૈયાર થયો છું તેવાંજ સગાં વહાલાંઓને મારે હાથે મારવાં અને પાપી ઠરવું તેના કરતાં આવું યુદ્ધજ ન કરવું તે વધારે સારૂં છે. એ વિચારથી તેને દુઃખ થયું અને તેથી ખિન્ન થઈ તેણે ધનુષ્ય બાણ જમીનપર નાખી દીધાં. એ ભાગ આ અધ્યાયમાં આપવામાં આવ્યો છે માટે એને " **અર્જુન વિષાદયોગ** " એવું નામ આપવામાં આવ્યું છે.

[ આપ્તજનોને-બંધુવર્ગને યુદ્ધમાં મારીને જીવહત્યા કરવાના યોગે કરીને કુળનો ક્ષય થશે, અને **કુળક્ષય થયા પછી થનારી અનર્થ પરંપરા** અંતે કેવી નાશકારક નીવડે છે તે નીચેના શ્લોકમાં અર્જુને કહ્યું છે. ]

१. **कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

कुलस्य क्षयः ( ष. त. ) तस्मिन् कुलक्षये. प्र+नश्–४ प. નાશ પામવું, 4 P. to perish, die. प्रकर्षेण नश्यंति प्रणश्यंति. कुलस्य धर्माः-ष. त. स. सनातनाः–અનાદિ; Immemorial. धारयति इति धर्मः; **धारणाद्धर्ममित्याहुः**; धर्मे नष्टे–सति सप्तमी; loc-abs. कृत्स्नम्–સર્વ. Whole न धर्मः अधर्मः ( न. स. ). अभि+भू–१ प. જોર કરવું; વ્યાપી રહેવું 1 P. to overcome, predominate. उत–अ. ખરેખર; ind. Certainly.

**अन्वयः**—कुलक्षये सनातनाः कुलधर्माः प्रणश्यन्ति । उत धर्मे नष्टे अधर्मः कृत्स्नं कुलं अभिभवति ।

કુળનો ક્ષય થયા પછી કુળધર્મ-પરંપરાનો કુળધર્મ નષ્ટ થાય છે, અને ધર્મ નષ્ટ થયો એટલે આખા કુળ ઉપર અધર્મ વ્યાપી રહે છે.

In the destruction of a family the immemorial family-traditions perish; in the perishing of tradition, lawlessness overcomes the whole family.

**२. अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसङ्करः ॥ ४१ ॥**

**अभिभवः**-ચઢતી; Predominance, overcoming. **प्र+दुष्-४ प.** બગડવું. 4 P. to grow worse, be corrupted. **स्त्रीषु दुष्टासु-सति सप्तमी.** loc. abs. **वार्ष्णेयः**—વૃષ્ણીના કુળમાં જન્મેલો. Belonging to the family of Vrishni. **वृष्णेः अपत्यं पुमान् वार्ष्णेयः जन् ( जा ) ४ आ.** ઉત્પન્ન થવું. 4, A to be, become take place. **वर्णसंकरः**—જાતિમિશ્રણ; confusion or mixture of castes.

**अन्वयः**—कृष्ण, अधर्माभिभवात् कुलस्त्रियः प्रदुष्यन्ति । वार्ष्णेय, स्त्रीषु दुष्टासु वर्णसंकरः जायते ।

હે કૃષ્ણ, અધર્મ થયો એટલે કુળસ્ત્રીઓ દોષયુક્ત થાય છે, અને હે વાર્ષ્ણેય ! સ્ત્રીઓ દોષયુક્ત થઇ એટલે વર્ણવ્યવસ્થા બગડી જઇ વર્ણસંકર પ્રજા જન્મે છે.

Owing to predominance of lawlessness, O Krishna, the women of the family become corrupt; women corrupted, O Warshneya, there ariseth *caste-confusion.*

**३. संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

**संक्रियते इति संकरः. कुलघ्नः**—वि. કુળના નાશ કરનાર. adj. ruining a family. **पत्-१ प.** પડવું. 1 P. to fall down. **लुप्तपिंडोदकक्रियाः**—જેની બાબતમાં પિંડદાન-તર્પણ આદિ ક્રિયાનો લોપ થયો હોય તે, one who is deprived of rice-balls and libations ( the pouring forth wine or other liquid in honour of a deity. ) **पिंडश्च उदकंच पिंडोदके ( द्वंद्व ), तयोः क्रियाः ( ष.त.स. ), लुप्ताः पिंडोदकक्रियाः येषां ते ( बहु. ) कुलं घ्नन्ति इति कुलघ्नाः ( द्वि. त. ) तेषां०•••**

**अन्वयः—संकरः कुलघ्नानां कुलस्य च नरकाय एव ( कारणं भवति )। हि लुप्तपिंडोदकक्रियाः ( सन्तः ) एषां पितरः पतन्ति ।**

વર્ણસંકર, કુળના નાશ કરનારને અને કુળને પણ નર્કમાં નાખે છે; કારણ કે શ્રાદ્ધ, તર્પણ આદિ ક્રિયાનો લોપ થવાથી પિતૃઓની અધોગતિ થાય છે.

The caste-confusion draggeth to hell the slayers of the family, and the family; for their ancestors fall, deprived of rice-balls and the liquid poured.

४. **दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥**

उत्+सद्–१ प. ડૂબવું, નાશ પામવું; 1 P. to sink, fall into decay; उत्साद्यन्ते–નો ઉચ્છેદ થાય છે. લોપ થાય છે. Are abolished. शाश्वत–वि. પુરાતન, નિરંતરનું. Adj. everlasting, permanent.

**अन्वयः—कुलघ्नानां एतैः वर्णसंकरकारकैः दोषैः शाश्वताः जातिधर्माः कुलधर्माः च उत्साद्यन्ते ।**

કુળઘાતી પુરુષોના આવા વર્ણસંકર કરે એવા દોષોને લીધે પુરાતન જાતિધર્મ અને કુળધર્મ નાશ પામે છે.

By these caste-confusing misdeeds of the slayers of the family, the everlasting caste customs and family customs are abolished.

५. **उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

उत्सन्न ( उत्सद् ) भू. वि. નષ્ટ. P. P. decayed. उत्सन्नाः कुलधर्मा, येषां ते उत्स०...तेषां उत्सन्न कुलधर्माणाम् ( बहु. ). नियतं–अ. કાયમનું, નક્કીપણે. ind. Everlastingly, certainly. भू–१ प. થવું, હોવું. 1 P. to be. अनुशुश्रुम–( अनु+श्रु–५ प. ફરીફરીને સાંભળવું. 5 P. to hear repeatedly as from a sacred authority ) અમે સાંભળ્યું છે. (We) have heard. जनान् अर्दति ( प्रेरति ) इति जनार्दनः.

**अन्वयः—जनार्दन, उत्सन्नकुलधर्माणां मनुष्याणां नरके नियतं वासः भवति इति ( वयं ) अनुशुश्रुम ।**

હે જનાર્દન, જેના કુળ ધર્મ નષ્ટ થયા છે તે કાયમનો નર્કવાસ કરે છે એવું અમે આજપર્યંત સાંભળતા આવ્યા છીએ.

The abode of the men whose family-customs are extinguished, O Janardan, is everlastingly in hell. Thus have we heard.

---

## અધ્યાય ૨ જો.

સ્વજનોને રણભૂમિપર એકઠા થયેલા જોઇને **અર્જુનના** મનમાં ઘણું દુઃખ થયું અને તે પોતાના ક્ષાત્રધર્મથી વિમુખ થતો લાગતો હતો એવું વર્ણન પહેલા અધ્યાયમાં આપવામાં આવ્યું છે. ત્યારે મનની આવી સ્થિતિમાં યોગ્ય તત્ત્વજ્ઞાનનો બોધ કરી અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કરવો એ અવશ્યનું હતું. તેથી આ અધ્યાયમાં શ્રીકૃષ્ણે તેને **સાંખ્યશાસ્ત્ર** ( સાંખ્ય–તત્ત્વજ્ઞાન ) કહી સંભળાવી ધર્મ કર્તવ્યના રસ્તાપર લાવવાનો પ્રયત્ન કર્યો છે. તેથી આ અધ્યાયને **સાંખ્યયોગ** કહ્યો છે. તે સમયની પરિસ્થિતિને અનુસરીને ઉપદેશ મુખ્યત્વે કરી અર્જુનને સંબોધી કરેલો છે. પરન્તુ દરેક શ્લોકદ્વારા આપેલો ઉપદેશ દેશ કાળ પરિસ્થિતિ પ્રમાણે જગતની કોઇ પણ વ્યકતીને ઉપયોગી થઇ પડે એવો છે. તેથી કરીનેજ તત્ત્વજ્ઞાન અને ઉપદેશ વિષયના સર્વ ગ્રંથોમાં ગીતાને સૌથી વિશેષ મહત્ત્વ મળે છે.

**૬. अशोच्यानवशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचंति पण्डिताः ॥ ११ ॥**

**अशोच्यः**—શોક કરવા માટે અયોગ્ય, જેને માટે શોક કરવો ન ઘટે તે. That should not be grieved for. **अनु+शुच्– १ प.** શોક કરવો. 1 P. to bewail, mourn. **अन्वशोचः**—प्र. भू. द्वि. पु. ए. imper. 2nd, per. sing. प्रज्ञावादः–प्रकर्षेण जानंति ते प्रज्ञाः, तेषां शास्त्र–अभिव्याप्तसंवादः–प्रज्ञावादः—ડહાપણના શબ્દો. Words of Wisdom. गतासु–(गत+असु) Dead. મરેલા. गताः असवः यस्मात् सः गतासुः (बहु.).

**अन्वयः**—त्वं अशोच्यान् अन्वशोचः, प्रज्ञावादान् भाषसे च । पण्डिताः गतासून् अगतासून् च न अनुशोचन्ति ।

વાસ્તવિક રીતે જે વિષયનો શોક કરવો ન જોઇએ તેનો તું શોક કરે છે અને જ્ઞાનની-ડહાપણની વાતો કરે છે. **જ્ઞાની પુરુષો** મરણ પામેલા કે જીવતા માણસો માટે **દુઃખ કરતા નથી.** ( પ્રાણ ગયો તો શું અને રહ્યો તો શું, બંને સરખાંજ છે. )

Thou grievest for those that should not be grieved for, yet speakest words of wisdom (words that sound wise but miss the deeper sense of wisdom). The wise grieve neither for the living nor for the dead; (They do not care for Death ).

૭. **देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

**देहिन्ः**—શરીરમાં રહેનારો **આત્મા.** Dweller in the body, *The soul.* कुमारस्य भावः कौमारम्, यूनः भावः यौवनम्. जरा–जीर्यन्ते अंगानि यस्यां अवस्थायां सा जरा. देहात् अन्यः वा अन्यः देहः वा देहान्तरम्, तस्य प्राप्तिः ( ष. त. ) **देहान्तरप्राप्तिः**—એક દેહ છોડી બીજા દેહમાં પ્રવેશ કરવો. Passing on to another body. मुह्–४ प. મૂર્છા પામવી, બેભાન થવું. 4 P. to faint, swoon.

**अन्वयः**—देहिनः अस्मिन् देहे यथा कौमारं, यौवनं, जरा तथा देहान्तर-प्राप्तिः ( अपि अस्ति ) । तत्र धीरः न मुह्यति ।

જે પ્રમાણે દેહધારણ કરનારા આ **જીવાત્માને** બાલ્યાવસ્થા, તરુણાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેજપ્રમાણે પછી તેને **બીજો દેહ પ્રાપ્ત થાય છે.** જ્ઞાની માણસો તે માટે શોક કરતા નથી.

As the dweller in the body experienceth, in the body the childhood, youth, old age, so passeth he on to another body; the steadfast (wise) one grieveth not thereat.

7. "*Like leaves on trees the race of man is found,*
*Now green in youth, now withering on the ground.*" —*Pope.*

[ ઉપલા શ્લોકમાં **મૃત્યુ** એટલે ખરી કઇ અવસ્થા, તેનું યથાર્થ વર્ણન કરેલું છે. બીજાને માર્યો અથવા આપણે લડાઈમાં મર્યા તો શું થયું? કેમકે

આત્માને મૃત્યુ નથી. અને દેહ મર્યા વિના રહેતો નથી. **मरणं प्रकृतिः शरीरिणां । विकृतिर्जिवितमुच्यते बुधैः ]**

८. **मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

**मात्रास्पर्शः**—( ष. त. स. ) બાહ્ય પદાર્થોનો ઇંદ્રિયો સાથે થતો સંયોગ. Contact of matter (with the senses.) **कुन्त्याः अपत्यं पुमान् कौन्तेयः**—અર્જુન. Arjuna. **तितिक्षस्व**—સહન કર. Endure (them). **शीतं च उष्णं च सुखं च दुःखं च तेषां** समाहारः **शीतोष्णसुख-दुःखम्** (समाहार द्वन्द्व), तं ददाति इति **शीतो॰...दः** ( उप. स.). तितिक्षस्व-तिज् धातुनुं ઇચ્છાદર્શક રૂપ. Desid. of तिज् ( तिज् १ आ. સહન કરવું 1 A. to endure, bear). **आगमश्च अपायश्च आगमापायौ ( द्वं.) तौ येषां ते आगमापायिनः ( ष. ब. )**

**अन्वयः—कौन्तेय,** मात्रास्पर्शाः **तु** शीतोष्णसुखदुःखदाः, आगमापायिनः ( अतएव ) अनित्याः ( सन्ति ) । भारत, तान् तितिक्षस्व ।

હે કુંતીપુત્ર, શીતોષ્ણ કે સુખ દુઃખ દેનારા બાહ્યપદાર્થોનો ઇંદ્રિય સાથે થતો સંબંધ **જેમ ઉત્પન્ન થાય છે તેમજ નાશ પામે છે.** અર્થાત્ અનિત્ય-નાશવંત છે. માટે હે ભારત કુળમાં ઉત્પન્ન થયેલા અર્જુન તું ( તેનો શોક ન કરતાં ) સહન કર.

The contacts of matter (with the senses), O son of Kunti, giving cold and heat, pleasure and pain, they come ( आगमाः ) and go ( अपायिनः ) and are impermanent ;endure them bravely, O Bharat (son of Bharat family).

९. **यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

**व्यथ्**-પ્રયોજક-उ. प. દુઃખ દેવું U. caus. to pain, vex. **पुरुष+ ऋषभ**=પુરુષમાં શ્રેષ્ઠ Chief of men. **पुरुषम्**-पूर्णत्वेन पुरि शयानम् or पुरुः ( ब्रह्म ) सरति ( जानाति ) तम्. **समदुःखसुखः**-સુખ દુઃખને સમાન માનનારા. Balanced in pain and pleasures. **अमृतत्व**-

મોક્ષ. Salvation, immortality. क्लृप्-१ आ. સમર્થ થવું; યોગ્ય થવું. 1 A. to be fit or adequate for. **समे दुःखसुखे यस्य सः ( ष. ब. )**

**अन्वयः—पुरुषर्षभ यं हि समदुःखसुखं धीरं पुरुषं एते ( मात्रास्पर्शाः )** न व्यथयन्ति सः अमृतत्वाय कल्पते ।

તેથી, હે પુરુષોમાં શ્રેષ્ઠ, જે માણસને આવસ્તુઓ સ્પર્શ કરી શકતી નથી તે સુખ દુઃખ સરખાંજ માને છે, અને જેને બાહ્યસૃષ્ટિના ઇંદ્રિય સાથે થતા સંબંધ કે તૂટ ઉપદ્રવ કરી શકતા નથી **તેજ મોક્ષનો અધિકારી** મનાય છે.

The man whom these contacts of matter torment not, O Chief of men, balanced in pain and pleasure, steadfast, he is *fitted for Salvation.*

9. " *If thou wouldst be perfect, go, sell that thou hast and give to the poor, and thou shalt have treasure in heaven : and come follow Me."—Bible.*

१०. **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

असत्-અસત, જે વસ્તુ વિદ્યમાન નથી તે. ન હોવું Unreal. विद्-४ આ. હોવું તે. 4 A. to be, exist. अंतः-અંત, છેવટ નિર્ણય. The result, fact, the truth. तत्त्वदर्शिन्-તત્ત્વજ્ઞાની, તત્ત્વવેત્તા. तत्त्वं दृश्यते अनेन स तत्त्वदर्शिन्, तैः तत्त्वदर्शिभिः The seer of the Essence. भावः અસ્તિત્વ, Being, existence. न विद्यते यस्य सत् तद् असत् तस्य असतः.

**अन्वयः**—असतः भावः न विद्यते, सतः अभावः न विद्यते। तत्त्वदर्शिभिः उभयोः अपि अनयोः अन्तः दृष्टः ।

જે મિથ્યા છે તે ખરૂં હોય એવું બનતું નથી, તેમજ જે સત્ય છે તે કદાપિ નાશ પામતું નથી. ( જેનો અભાવ છે તેનું અસ્તિત્વ નથી અને જેનું અસ્તિત્વ છે તેનો નાશ નથી. ) સત અને અસત્ એ એનો નિર્ણય તત્ત્વજ્ઞાનીઓએ કરી મૂક્યો છે.

The unreal hath no being ; the real never ceaseth to be ; the truth about both hath been perceived by the seers of the Essence of things.

**११. वासांसि जीर्णानि यथा विहाय । नवानि गृह्णाति नरोऽपराणि। तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

सं+याति-પ્રવેશ કરે છે, સંયોગ થાય છે. Enters into, joins. ( २ प. જવું, પેસવું; 2 P. to go to or enter into.) ग्रह्-९ उ. લેવું, ધારણ કરવું. 9 U. to take, accept. विहाय-धा. सा. ind. p. p. of वि+हा-२ प. છોડવું, નાખવું 9 P. to leave, cast off. देहः अस्य अस्तीति देही आत्मा.

**अन्वयः**—यथा नरः जीर्णानि वासांसि विहाय अपराणि नवानि गृण्हाति तथा देही जीर्णानि शरीराणि विहाय अन्यानि नवानि संयाति ।

જે પ્રમાણે મનુષ્ય જૂનાં વસ્ત્રો નાખી દઇ બીજા નવાં ધારણ કરે છે, તે પ્રમાણે દેહમાં વાસ કરનારો **આત્મા** રહેવા માટે નાલાયક થયેલા શરીરને છોડી દઇને બીજા નવા દેહ સાથે સંયુક્ત થાય છે.

As a man, casting off worn-out garments, taketh new ones, so *the dweller* in the body, casting off worn-out bodies entereth into others that are new.

"*All things come and go, change and alternation are the Law of Nature*"—*Chester Macnaghten.*

**१२. अच्छेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः ॥ २४ ॥**

अक्लेद्यः—ભિંજાય નહિ એવો; Incapable of being wetted by water, अशोष्यः-સુકાય નહિ એવો, Incapable of being dried away by wind. स्थाणुः-અચળ, સ્થિર. Stable. सनातनः-સનાતન, નિત્ય, ત્રિકાળ રહેનાર. Ancient, perpetual. छेत्तुं शक्यःच्छेद्यः, नच्छेद्यः अच्छेद्यः

**अन्वयः**—अयम् अच्छेद्यः, अयम् अदाह्यः, अयं अक्लेद्यः ( अयं ) च अशोष्यः एव ( अस्ति ) । अयम् ( आत्मा ) नित्यः, सर्वगतः, स्थाणुः, अचलः, सनातनः ( च अस्ति ) ।

આ આત્મા કદાપિ કપાતો નથી કે બળાતો નથી, તેમજ તેને ભીના પ્રવાહી પદાર્થો ભિંજવી શકતા નથી, કે પવન તેને કોરો કરી શકતો નથી, સુકવી નાખી શકતો નથી. એ નાશ નહિ પામનારો, સર્વવ્યાપી, અચળ, સ્થિર અને નિત્ય છે.

Uncleavable he, incombustible he and indeed neither to be wetted nor dried away; perpetual, all pervasive, stable, immovable, ancient (he is).

*" The belief in the immortality of the Soul is the only true panacea for the ills of life."—Lord Byron.*

"—Life is real! life is earnest!
And the grave is not its goal.
' Dust thou art, to dust returnest,'
Was not spoken of the Soul!—"

*—Longfellow.*

१३. जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

ध्रुवः–નક્કી, ખાત્રીપૂર્વક. Sure, inevitable. अपरिहार्य–ટાળી ન શકાય એવું, અનિવાર્ય. Inevitable. अर्थः–ચીજ, વિષય, બાબત. Thing, matter, object. शोचितुं–inf. of शुच्–શોક કરવો. To mourn, to grieve for. अर्ह्–१ प. શોભવું, યોગ્ય થવું. 1 P. to deserve or be worthy of. परिहर्तुं शक्यः परिहार्यः, न परिहार्यः अपरिहार्यः, तस्मिन् अपरिहार्ये.

**अन्वयः**—जातस्य हि मृत्युः ध्रुवः, मृतस्य जन्म ध्रुवम् च । तस्मात् अपरिहार्ये अर्थे त्वं शोचितुं न अर्हसि ।

જેનો જન્મ થયો છે તેનું મૃત્યુ છે, અને જેનું મૃત્યુ થયું તેનો પુનર્જન્મ છે એ નક્કી ઠરેલુ છે. તેથી જે બાબત અનિવાર્ય છે તેને માટે શોક કરવો તને યોગ્ય નથી.

For certain is death for the born, and certain is birth for the dead; therefore over the inevitable thou shouldst not grieve.

मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ।
—कालिदास.

*" Death, as The Psalmist saith, is certain to all; all shall die."* —*Shakespeare.*

" *Death borders upon our birth*
*And our cradles stand in the grave."—Hall.*

( ઉપલા શ્લોકથી જન્મમરણના ફેરાને એટલે **પુનર્જન્મની** કલ્પનાને પુષ્ટિ મળે છે. **સ્વામી વિવેકાનંદે આર્યધર્મશાસ્ત્રોમાંથી** અનેક પુરાવા આપી પુનર્જન્મનો સિદ્ધાંત પાશ્ચાત્ય લોકોને સિદ્ધ કરી બતાવ્યોછે.)

**१४. स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ॥**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥**

**अवेक्ष्य**–धा. सा. ind. p. p. of **अव+ईक्ष्**–જોવું, વિચાર કરવો. To see, consider, observe. **विकंपितुम्**–धा. सा. inf. of **वि+कंप्**–१ आ. ધ્રુજવું, કંપવું, ગભરાવું. 1 A. to shake, tremble. **श्रेयस्**–કલ્યાણકારી. More happy, fortunate. क्षतात् त्रायते इति क्षत्रियः. धर्मात् अनपेतं धर्म्यं तस्मात् धर्म्यात् ।

**अन्वयः**—अपिच, स्वधर्मं अवेक्ष्य, ( त्वं ) विकम्पितुम् न अर्हसि । हि, धर्म्यात् युद्धात् क्षत्रियस्य अन्यत् श्रेयः न विद्यते ।

વળી તારાં કર્તવ્યનો વિચાર કરતાં ગભરાવું તને શોભતું નથી, કારણ કે ધર્મયુદ્ધ કરવા જેવો સુયોગ પ્રાપ્ત કરવો એના કરતાં બીજું કંઈ પણ વધારે કલ્યાણકારી ક્ષત્રીય માટે છે નહિ. ( ધર્મયુદ્ધ કરતાં હત્યા કે પાપ કંઈ થતું નથી. )

Further looking to thine own duty thou shouldst not tremble; for there is nothing more welcome to a Kshatriya than righteous war. (There is no sin or slaughter in lawful war).

" *The peace of heaven is theirs that lift their swords in such a just and charitable war."—Shakespeare.*

**१५. अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ॥**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

**अव्यय**—નિરંતરનું, અક્ષય, Eternal, everlasting. भूतानि–પ્રાણીમાત્ર, લોક. Any being (human, divine or even inanimate ). **कथ्**–१० उ. કહેવું. ( भ. ) 10 U. to tell, relate. **संभावितः**–સભ્ય, પ્રતિષ્ઠિત, Esteemed, respected. **अतिरिच्यते**–**अतिरिच्** ( ઘણું ખરૂં

ક્રમોણુ ૩૫). ચઢીઆતા, થવું, શ્રેષ્ઠ થવું. (Generally used in passive.) to surpass, excel. न विद्यते व्ययः यस्याः सा अव्यया, ताम् अव्ययाम्.

**अन्वयः**—अपि च, भूतानि ते अव्ययां अकीर्तिं कथयिष्यन्ति । संभावितस्य च अकीर्तिः मरणात् ( अपि ) अतिरिच्यते ।

વળી એમ છે કે સર્વ પ્રાણી ( લોક ) સર્વકાળ તારી અપકીર્તિ ગાશે; અને પ્રતિષ્ઠિત માણુસો માટે અપકીર્તિ મરણુ કરતાં વધારે ખરાબ છે. ( મરણુ પરવડે પણુ અપકીર્તિ નહિ. )

Men will recount thy perpetual dishonour, and to one highly esteemed, dishonour exceedeth death. (Better dead than dishonoured)

( न भीतो मरणादस्मि केवलं दूषितं यशः । *Death before dishonour,*)

**१६. हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥**
**तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

प्र+आप्–५ प. મેળવવું 5 P. to get, gain (भ. Fu. ) 2 nd. per. Sing. द्वि. पु. ए. कौन्तेयः–કુંતીપુત્ર, અર્જુન. Son of Kunti. कृतनिश्चयः–वि. નિશ્ચય કરીને. A. resolute, resolved, कृतः निश्चयो येन सः ( ब. स. )

**अन्वयः**—कौन्तेय, हतः वा स्वर्गं प्राप्स्यसि, जित्वा वा महीम् भोक्ष्यसे । तस्मात् युद्धाय कृतनिश्चयः उत्तिष्ठ ।

હે અર્જુન, યુદ્ધમાં મરણુ પામશે તો તને સ્વર્ગ મળશે, અથવા વિજયી થશે તો તને પૃથિવીનું રાજ્ય મળશે. માટે લડવાનો નિશ્ચય કરી ઉઠ. જોઉ વારૂ.

Slain thou wilt obtain heaven; victorious, thou wilt enjoy the earth; therefore stand up, O son of Kunti, resolute to fight.

" *He lives who dies to win a lasting name.*"

—*Drummond.*

**१७. सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

कृत्वा-धा. सा. ind. p. p. of कृ. लाभश्च अलाभश्च लाभालाभौ.(द्वं.स.) अवाप्स्यसि-अव+आप्-५ उ. પ્રાપ્ત થવું, મેળવવું. 5 U. To obtain, meet with. युज् ४ आ. તૈયાર, સજ્જ થવું. 4 A. to be ready for.

अन्वयः—सुखदुःखे समे, लाभालाभौ, जयाजयौ ( च समौ) कृत्वा युद्धाय युज्यस्व; ततः एवम् ( त्वं ) पापं न अवाप्स्यसि ।

સુખ દુઃખ, લાભાલાભ, ( હાનિ ) જય, અપજય, હારજીત એ સમાન માનીને યુદ્ધ કરવા સજ્જ થા. એથી તને પાપ કદાપિ પણ લાગનાર નથી.

Taking as equal pleasure and pain, gain and loss, victory and defeat gird thee for the battle; thus thou shalt not incur sin.

" *The Web of our life is a mixed yarn : good and il together."* —*Shakespeare.*

१८. नेहाभिक्रमनाशोस्ति प्रत्यवायो न विद्यते ॥
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥

अभिक्रमः-શરૂઆત, આરંભેલું કામ, પ્રયત્ન. Beginning, effort undertaking. प्रत्यवायः-વિઘ્ન, અન્યાય; An obstacle, transgression. प्रति+अव+आयः. धर्मः-ધર્મ, કર્તવ્ય ( કર્મયોગ ) Duty. त्रै.-१ आ. રક્ષણ કરવું. 1 A. to protect, save from. सुष्ठु-शोभनं-अल्पम् -स्वल्पम्.

अन्वयः—इह ( कर्मयोगे ) अभिक्रमनाशः न अस्ति । प्रत्यवायः ( अपि ) न विद्यते । अस्य धर्मस्य ( कर्मयोगस्य ) स्वल्पमपि ( अनुष्ठानं ) महतः भयात् त्रायते ।

આ સાંખ્ય યોગમાં આરંભેલું કર્મ અથવા શરૂ કરેલો પ્રયત્ન કદી પણ નાશ પામતાં નથી; તેમજ તેને વિઘ્નપણ આવતું નથી. એ ધર્મનો સ્વલ્પ આરમ્ભ પણ મોટા ભયથી રક્ષણ કરે છે.

In this there is no loss of effort, nor is there transgression,. Even a little of this knowledge protects from great fear,

१९. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

कदाचन-કોઇપણ વખતે, કદીપણ At any time, ever. **संगः**-આસક્તિ, હેતુ, Attachment. **अकर्मन्**--કર્તવ્યકર્મ ન કરવું તે. Inaction. **कर्मणः फलं (ष.त.)** तस्मिन् हेतुः यस्य सः कर्मफलहेतुः ( **ब. स.**). **क्रियते** इति **कर्म**, न **कर्म अकर्म**.

**अन्वयः**—कर्मणि एव ते अधिकारः ( अस्तु )। कदाचन फलेषु मा। ( अर्जुन, ) कर्मफलहेतुः मा भूः। अकर्मणि ते संगः मा अस्तु।

હે અર્જુન, કર્તવ્ય કર્મ બજાવવાનો માત્ર તારો અધિકાર છે; તેના પરિણામ કે ફળ વિષે બીલકુલ ઇચ્છા રાખ નહિ. તેમજ કર્મ ન કરવા બાબત પણ મનમાં આગ્રહ રાખનો નહિ. ( કર્મનું ફળ આપણા હાથમાં નથી.

" मनसा चिंतितं कार्यं देवमन्यद्विचिंतयेत्".

Thy business is with the action only, never with its fruits; so let not the fruit of action be thy motive, nor be thou to inaction attached. (It is not in our hand to have the fruit of action: "*Man proposes and God disposes.*")

२०. **योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ॥**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥**

योगस्थः-કર્મ કરનારા, કર્મયોગ આચરનારા. Dwelling in or Union with *Duty*. सिद्धिः-યશ Success. **भूत्वा**-धा. **सा.** ind. p. p. of भू-१ प હોવું 1 P. to be. **समत्वं**-સમતા. Equilibrium of the mind. वच्-२ प. ( કોઇ વખત आ. ) નામ દેવું, કહેવું. 2 P. (A.also.) to call, name. योगे तिष्ठति इति योगस्थः; सिद्धिश्च असिद्धिश्च ( द्व. स.)

सर्वाञ्जनपदाञ्जीत्वा वित्तमादाय केवलम्।
मध्ये धनस्य तिष्ठामि तेनाहुर्मां **धनंजयम्** ॥

—महाभारत.

**अन्वयः**—धनंजय, संगं त्यक्त्वा, सिद्ध्यसिद्ध्योः समः भूत्वा योगस्थः ( सन् ) कर्माणि कुरु। समत्वं ( एव ) **योगः** उच्यते।

હે **અર્જુન**, આસક્તિ છોડી દઇ, હારજીત વિષે **સમતા** ધારી ( યશને માટે હર્ષ કે અપયશને માટે શોક ન કરી ) અને એકાગ્રવૃત્તિથી

કર્મયોગી થઇ કર્તવ્ય કરવા લાગ. કારણ કે **આ સમતાનેજ** યોગ કહે છે.

Perform action, O Dhananjaya, dwelling in union with the divine, renouncing attachments and balanced evenly in success and failure : equilibrium of the mind is called *yoga*.

**२१. बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

बुद्धियोगः—વિવેકબુદ્ધિ, જ્ઞાન. Yoga of Discrimination. equilibrium of the mind. बुद्धियुक्तः—વિવેકી, બુદ્ધિથી યુક્ત. United to Discrimination or Pure Reason. जहाति–हा–૩ પ.નાખી દેવું. છોડી દેવું. 3 P. To Cast away, abandon, युज्यस्व–युज् સજ્જ થવું. વળગી રહેવું. To stick. adhere, cleave to. योगः બુદ્ધિયોગ. Yoga of Discrimination. कुशलस्य भावः कौशलम्; कौशलम्–ચાતુર્ય; skill, skilfulness. बुद्धया युक्तः ( तृ. त. ). सुकृतं च दुष्कृतं च (द्व.स.)

**अन्वयः**—इह बुद्धियुक्तः उभे सुकृतदुष्कृते जहाति । तस्मात् ( त्वं ) योगाय युज्यस्व । योगः ( एव ) कर्मसु कौशलम् ( अस्ति )

વિવેકી માણસ આ લોકમા પાપ અને પુણ્યનો ત્યાગ કરે છે. ( કારણ કે એ બંનેથી વિરક્ત છે. ) માટે તું ( બુદ્ધિ ) યોગપર અવલંબી રહે ( કર્મમાં કુશળતાને યોગ કહે છે ). **(પાપપુણ્યથી નિર્લેપ રહી ) કર્મ પાર પાડવાનો જે બુદ્ધિયોગ તેને જ** કર્મમાં કૌશલ્ય કહે છે.

United to the Pure Reason one abandoneth here both good and evil deeds; therefore cleave thou to Yoga ; Yoga is the skill in action.

**२२. दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

उद्विग्नं मनः ( क. धा. ), उद्विग्नं मनः यस्य ( ब. स. ) अनुद्विग्नमनाः—अन्+उद्विग्न+मनस्–જેના મનને ત્રાસ કે ખેદ કે ઉદ્વેગ થતો નથી. Whose mind is free from anxiety. विगतस्पृहः–विगता स्पृहा यस्मात्

**सः ( ब. स. )** નિર્લેપ, નિસ્પૃહ, બેફિકર. Unconcerned, indifferent. **वीत–वि+इ–नष्ट** થયેલો, ગયેલો. Lost. **रागः** કામ, પ્રેમ, Passion. **स्थितधीः**–સ્થિર બુદ્ધિનો, Stable-minded. **मननशीलत्वात् मुनिः. वीताः रागभय क्रोधाः यस्मात् सः ( पं. ष. ).**

**अन्वयः—दुःखेषु अनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः वीतरागभयक्रोधः मुनिः स्थितधीः ( इति ) उच्यते ।**

દુઃખને વખતે જેના મનમાં ઉદ્વેગ કે ગભરામણ નથી, અને સુખને પ્રસંગે જે ઇચ્છારહિત છે; અને પ્રીતિ, ભય અને ક્રોધ પણ જેના ગયેલા છે એવાને **સ્થિર-બુદ્ધિ મુનિ** કહે છે.

He whose mind is free from anxiety amid pains, indifferent amid pleasures, loosed from passion, fear and anger, *is called a sage of stable mind.*

**२३. यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥**

यततः पुरुषस्य-( सन् षष्ठी ) Genetive absolute. विपश्चित्–વિવેકી, શાણો. Wise man. **प्रमाथिन् ( वि. )** બળાત્કારે લેનાર adj., Carrying forcibly, Exciting, **प्रसभं**–(अ.adv.)જબરદસ્તીથી. Impetuously. **हृ–१ उ.** જબરાઇથી લેવું, લુટવી લેવું. 1 U. to take or carry away.

**अन्वयः—कौन्तेय, प्रमाथीनि इंद्रियाणि विपश्चितः पुरुषस्य यततः अपि मनः प्रसभम् हरंति हि ।**

હે અર્જુન. શાણો માણસ ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ ઉચ્છૃંખલ અને ચિત્તક્ષોભક ઇંદ્રિયો બળાત્કારે તેના મનનું હરણ કરે છે. ( મનને મોહ પમાડે છે. )

O son of Kunti, the excited senses of even a wise man, though he be striving, impetuously carry away his mind. ( They infatuate the mind )

[ વિષયનું સતત ચિંતન કર્યા કરવાથી કેવી અનર્થની પરંપરા બેસે છે, અને છેવટે સર્વસ્વનો નાશ કેવી રીતે થાય છે તે અનુક્રમે નીચેના બે શ્લોકોમાં કહ્યું છે. ]

२४. ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

ध्यायत्–( व. धा. pr. p.of ध्यै. १ प. વિચાર કરવો. 1 P. to think of. ) વિચાર કરનાર, વારંવાર ચિંતન કરનાર. Thinking deeply or musing. उप+जन्, ( जा ) ४ आ. ઉત્પન્ન થવું. 4 A. to be born, arise. अभिजायते–अभि+जन्–ઉત્પન્ન થાય છે. Comes forth'

**अन्वय**—विषयान् ध्यायतः पुंसः तेषु ( विषयेषु ) संगः उपजायते, संगात् कामः संजायते, कामात् क्रोधः अभिजायते ।

વિષય ઉપર એકસરખું ચિંતન કર્યાં કરવાથી મનુષ્યને તે વિષય પરત્વે પ્રીતિ ઉત્પન્ન થાય છે. પ્રીતિથી ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને ઇચ્છાની સિદ્ધિ ન થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

**Man**, musing on the objects of sense, conceiveth an attachment to these; from attachment arises desire; from, desire anger cometh forth.

२५. क्रोधात् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

**संमोहः**—મોહ, અવિચાર. Delusion, Infatuation. सम्यक् मोहः संमोहः; विशेषश्च असौ भ्रमश्च विभ्रमः, स्मृतेः विभ्रमः ( ष. त. स. )

**अन्वयः**—क्रोधात् संमोहः भवति, संमोहात् स्मृतिविभ्रमः ( भवति ) स्मृतिभ्रंशात् बुद्धिनाशः ( भवति ), बुद्धिनाशात् प्रणश्यति ( च ) ।

ક્રોધથી અવિવેક–મોહ ઉત્પન્ન થાય છે, મોહથી સ્મૃતિનો નાશ, સ્મૃતિના નાશયોગે વિવેકબુદ્ધિ નાશ પામે છે અને છેવટે વિવેક બુદ્ધિ નષ્ટ થવાથી સર્વસ્વ નાશ પામે છે.

( વિવેકબુદ્ધિ ન હોય તો જીવવું વ્યર્થ છે, દુનીઆમાં રહ્યા ન રહ્યા સરખું જ છે. )

**From anger proceedeth delusion; from delusion confused memory; from confused memory the destruction of Reason ( Discrimination ) and from destruction of Reason he perishes. (Without Discrimination the Life is of no use.)**

***Anger is second madness.***

**अन्वयः—युक्ताहारविहारस्य, कर्मसु युक्तचेष्टस्य, युक्तस्वप्नावबोधस्य [ योगिनः ] योगः दुःखहा भवति ।**

જેના આહાર વિહાર નિયમિત છે, જેનું કર્માચરણ યોગ્ય છે, જેનાં નિદ્રા જાગ્રત પ્રમાણમાં છે એવા **કર્મયોગીનો કર્મયોગ** દુઃખ હરણ કરનારો હોય છે.

Yoga killeth out all pain for him who is regulated in eating and amusement, regulated in performing actions, regulated in sleeping and waking.

**६६. यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

पश्यति–दृश् १ प. જાણવું, જોવું 1 P. to know, observe. प्र+नश् ४ प. નાશ પામવુ, મરવું. 4 P. to perish, die, disappear.

**अन्वयः**--यः माम् सर्वत्र पश्यति, [ यः ] सर्वं मयि पश्यति च तस्य अहम् न प्रणश्यामि, सः च मे न प्रणश्यति ।

જે **મન** ( પરમેશ્વરને ) સર્વત્ર–સર્વવસ્તુમાં હું છું એમ જાણે છે, અને સર્વ વસ્તુ **મારામાં** છે એમ માને છે તે **મારાથી પરેક્ષ નથી અને** હું **પણ** તેને પરોક્ષ નથી–તે **મને** છોડતો નથી, અને હું **પણ** તેને ત્યજતો નથી.

He who seeth Me everywhere, and seeth everything in Me, of him will I never lose hold, and he shall never lose hold of Me.

*66 "In that day ye shall know that I am in my Father, and ye in me, I in you."—St. John 14, 20.*

**६७. चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ॥**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥**

प्रमाथिन्–પ્રમાદી, ક્ષોભ પમાડનારો. Tormenting, harassing. निग्रहः—તાબામાં રાખવું, દાબેલો રાખવો. Keeping in check, subjection. दुःखेन क्रियते इति दुष्करम्, सुष्ठु दुष्करम् इति सुदुष्करम् ।

**अन्वयः**--हि, कृष्ण, मनः चंचलं, प्रमाथि, बलवत् दृढम् [ च अस्ति ] अहम् तस्य निग्रहम् वायोः इव सुदुष्करम् मन्ये ।

કારણ હે કૃષ્ણ ! મન ચંચળ, પ્રમાદી અને અત્યંત બળવાળું છે. તેને તાબામાં રાખવું એ પવનને રોકવા જેટલું જ કઠણ કામ છે.

**For the mind is verily restless, O Krishna; it is impetuous, strong and difficult to bend. I deem it as hard to curb as the wind.**

*" My son, trust not to thy feeling, for whatever it be now, it will quickly be changed into another thing. As long as thou livest, thou art subject to mutability, even against thy will. "*

*—The Imitation of Christ.*

**૬૮. पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ॥**
**न हि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

**अमुत्र**—પરલોકમાં. In the next world, दुर्गतिः—અધોગતિ. Misfortune. तनोति आत्मानं पुत्ररूपेण इति तातः। વાત્સલ્યદર્શનરૂપ; Term of affection.

**अन्वयः**—पार्थ, तस्य [ कर्मयोगिनः ] विनाशः न इह न अमुत्र [अपि] विद्यते । हि, तात, कल्याणकृत् कश्चित् [ अपि ] दुर्गतिं न गच्छति ।

હે અર્જુન, આ પ્રકારે અર્ધ કર્મ કરનારનો પણ આ લોકમાં કે પરલોકમાં નાશ થતો નથી. હે, પ્રિયભાઇ ! શુભકર્મ કરનાર કોઇપણ મનુષ્ય નઠારી ગતિને પામતો નથી.

**O son of Pritha, neither in this world nor in the life to come is there destruction for him; never doth any who worketh righteousness, O beloved, tread the path of woe.**

**૬૯. प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

**यतमान** ( यत् १ आ. ) પ્રયત્ન કરનાર. 1 A. Attempting, labouring. **किल्बिषम्**—પાપ. Sin. **संशुद्धकिल्बिषः**—પાપથી મુક્ત થયેલો. Purified from sin. सम्यक् शुद्धानि किल्बिषानि यस्य सः (ब. स.)। **अनेकजन्मसंसिद्धः**—પુષ્કળ જન્મ પછી જેણે મુક્તિ પ્રાપ્ત કરી છે તે. One who has secured final attainment after manifold births.

अनेकेषु जन्मसु सम्यक् सिद्धः अने०... । ततः–ત્યારપછી Thereupon, afterwards. याति–( या २ प. 2 P. ) જાયછે. પહોચે છે. Goes, reaches.

अन्वयः--प्रयत्नात् तु यतमानः, संशुद्धकिल्बिषः योगी अनेकजन्मसंसिद्धः [ सन् ] ततः परां गतिं याति ।

પણ અધિક પ્રયત્ન કરનારો, પાપથી મુકત થયેલો કર્મ યોગી, અનેક જન્મ લઇ પૂર્ણાવસ્થાએ પહોચ્યા પછી ઉતમ ગતિને પામે છે.

But the Yogi, labouring with assiduity, purified from sin, fully perfected through manifold births, he reacheth the Supreme goal.

७०. **तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

तपस्विन्–તપ કરનાર, ધ્યાનયોગી. Ascetic. ज्ञानिन्–જ્ઞાની (સાંખ્ય) The wise. कर्मिन्–ફ્લાશાથી કર્મ કરનાર, કર્મઠ. Man of action with desire. योगी–નિષ્કામ કર્મયોગી. Man of action, who does not seek for its fruit.

**पृथिव्यां चतुरंतायां वर्णो मे दुर्लभः समः ।**
**करोमि कर्म शुद्धं च तेन मां अर्जुनं विदुः ॥ १ ॥**

—महाभारते.

**अन्वयः**—अर्जुन, तपस्विभ्यः योगी अधिकः ( अस्ति )। ज्ञानिभ्यः अपि ( योगी ) अधिकः मतः । कर्मिभ्यः च योगी अधिकः ( अस्ति ) । तस्मात् ( त्वम् ) **योगी भव** ।

તપશ્ચર્યા કરનાર, જ્ઞાની અને ફળની ઇચ્છાથી કર્મ કરનાર એ ત્રણેના કરતાં ફળની અપેક્ષા રાખ્યા વિના કર્મ કરનાર ( યોગી ) અધિક શ્રેષ્ઠ છે. તેથી હે અર્જુન તૂં **કર્મયોગી** થા. ( કર્મ કરવા લાગી જા. )

The Yogi is greater than the ascetics; he is thought to be greater than even the wise; the Yogi is greater than the men of action; therefore become thou a Yogi, O Arjuna!

## અધ્યાય ૭ મો.

" સર્વ કર્મ ઇશ્વરાર્પણ કર " એવો બોધ અને " મન તાબામાં રાખી અને આહાર વિહાર નિયમિત રાખી આત્મોન્નતી તરફ ધ્યેય રાખ," એવો આગ્રહ છઠ્ઠા અધ્યાય સુધી કર્યો છે. પરંતુ ઇશ્વરાર્પણ કર્મ શા માટે કરવું, અથવા વિશ્વબંધુત્વની બુદ્ધિ રાખવી કેમ જરૂરની છે તે બતાવવા માટે " ઇશ્વર " અને "તેમાંથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિ" એનું અનુક્રમે **જ્ઞાન** અને **વિજ્ઞાન** એટલે વિશેષ અનુભવનું જ્ઞાન કહી સંભળાવવું પડ્યું છે. એવા ઉપદેશને લીધે ઇશ્વર તરફ વળવાથી સહજજ પરમાર્થ બુદ્ધિનું વાસ્તવ્ય થશે. અને પરમાર્થ કામ હાથે થશે એવા વિચારથી આ સાતમા અધ્યાયની યોજના કરવી પડી છે. સૃષ્ટિમાં અનેક પ્રકારના જે અનેક વિનાશી પદાર્થો છે તે સર્વમાં એકજ અવિનાશી પરમેશ્વર રહેલો છે એમ સમજવું તેનું નામ '**જ્ઞાન**', અને એકજ નિત્ય **પરમેશ્વરમાંથી** વિવિધ નાશવંત પદાર્થો કેવી રીતે ઉત્પન્ન થાય છે એ સમજવું તેનું નામ '**વિજ્ઞાન**' ( ગીતારહસ્ય. પૃ. ૭૧૩. ) આ જ્ઞાન-વિજ્ઞાન " વિષયની શરૂઆત આ અધ્યાયથી થાય છે માટે એને **વિજ્ઞાનયોગ** કહ્યો છે.

૭૧. **मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

**यतति**-( यत्. १ आ. આર્ષરૂપ प. 1 A. Archaic form P. ) ઉદ્યોગ કરવો, પ્રયત્ન કરવો. to attempt, strive. **सिद्धिः**-(सिध्. ४ प.4 P. ) સિદ્ધિ, પૂર્ણત્વ. Accomplishment, attainment of an object. **वेत्ति**-**विद्**-२ आ. 2 A. જાણવું. To know. **तत्त्वेन सहितं यथा स्यात् तथा तत्त्वतः ।**

**अन्वयः**—सिद्धये मनुष्याणां सहस्रेषु कश्चित् यतति । यतताम् सिद्धानाम् अपि माम् तत्त्वतः कश्चित् वेत्ति ।

જ્ઞાનની બાબતમાં પૂર્ણતા ( સિદ્ધિ ) પ્રાપ્ત કરવા હજારો મનુષ્ય પૈકી એકાદ પ્રયત્ન કરે છે. અને પ્રયત્ન કરી સિદ્ધિને પ્રાપ્ત કરેલી એવા મનુષ્યો પૈકી એકાદ **મને** યથાર્થ ઓળખે છે. એકાદને મારા તત્ત્વનું જ્ઞાન થાય છે.

Among thousands of men scarce one striveth for perfection; of the successful strivers scarce one knoweth Me in essence.

**७२. मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

अतिशयेन परं इति परतरं–ભિન્ન, મોટું, પેલીતરફનું, ઉચ્ચતર. Higher than. प्रोतं–भू. धा. वि. ભરેલું, દોરા ભરેલા. p. p. adj. Strung together, threaded. सूत्रं–સૂતર, દોરો. string मणिगणः–મણીઓનો સમુદાય, મોતીની સેર. Collection or rows of pearls.

**अन्वयः**—धनंजय, मत्तः परतरं अन्यत् कीञ्चिद् ( अपि ) न अस्ति। सूत्रे मणिगणाः इव इदं सर्वं ( वस्तुमात्रं भूतमात्रं वा ) मयि प्रोतं ( अस्ति )।

હે ધનંજય ! **મારાથી** પર–શ્રેષ્ઠ એવું બીજું કંઈજ નથી. દોરામાં મણી પોર્યા હોય તેમ સર્વ વસ્તુ માત્ર અને ભૂતમાત્ર **મારામાં** પોવાયલાં છે.

There is naught whatsoever higher than I, O Dhananjaya. All this is threaded on Me, as rows of pearls on a string.

*72* "*Thou art oh God! the life and the light,*
*Of all the wondrous world we see,*
*Its glow by day, its smile by night,*
*Are but reflections caught from Thee.*"—*Moore.*

**७३. दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरंति ते ॥ १४ ॥**

दैवी–દૈવી, ઈશ્વર સ્વરૂપી. Divine. गुणमयी–ત્રિગુણાત્મક, સત્વ, રજ અને તમથી યુક્ત. Caused by or full of three qualities. सत्वम्, रजस् and तमस्. दुरत्यया–તરી જવું કઠણ. Difficult to be over-come or attained. प्र+पद्–४ आ. શરણે આવવું, આશ્રય લેવો. 4 A. To come, submit. to take shelter or refuge with. तरंति–तृ–१ प. તરી જવું 1 P. To cross over.

**अन्वयः**—हि एषा दैवी, गुणमयी मम माया दुरत्यया ( अस्ति )। ये माम् एव प्रपद्यन्ते ते एताम् ( मायाम् ) तरंति ।

આ મારી દૈવી ત્રિગુણાત્મક માયા તરવી કઠણ હોવાથી જેઓ મારે શરણે આવે છે તેઓ તેને તરી જઇ શકે છે.

This divine illusion of Mine, caused by the qualities, is hard to pierce; they who come to Me, they cross over this illusion.

( સર્વ ધર્મમાં એક ઇશ્વરને શરણે જનારા અનેક ભકતો હોય છે. પરંતુ તેઓના હેતુ પ્રમાણે મુખ્યત્વે તેમના ચાર પ્રકાર કહ્યા છે. એ ચાર પ્રકારના ભકતો વિષે નીચેના શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

*The devotees to God in all religions, are mainly divided into four sections as in the following verse.*

**૭૪. चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

**भज्**–१ उ. 1 U. સેવા-પૂજા કરવી. to worship, adore, serve. **सुकृतिन्**–પુણ્યવાન, સદાચારી. Virtuous, pious. **आर्तः**—દુઃખથી કે રોગથી પીડાતો. The man suffering from pain. **जिज्ञासुः**—જીજ્ઞાસુ, જ્ઞાનેચ્છુ. ( ज्ञातुं इच्छति इति जिज्ञासुः ) Desirous of knowing. **अर्थार्थिन्**–દ્રવ્યેચ્છ, અર્થ-દ્રવ્યની ઇચ્છાવાળો. One who longs for wealth or any object. **भरत+ऋषभ**–ભરત કુળમાં ઉત્પન્ન થયેલો અત્યંત શ્રેષ્ઠ પુરૂષ ( અર્જુન) The best or most distinguished of the descendants of Bharat family ( Arjuna ).

**अन्वयः**—भरतर्षभ अर्जुन, आर्तः जिज्ञासुः अर्थार्थी ज्ञानी ( एते ) च चतुर्विधाः सुकृतिनः जनाः माम् भजन्ते ।

હે ભરતકુલોત્પન્ન અર્જુન ! રોગથી પીડાતા, જ્ઞાનની લાલસાવાળા દ્રવ્યાદિ વિષય ઇચ્છનારા અને ( નિષ્કામ કર્મ કરનારા ) જ્ઞાની એવા ચાર પ્રકારના પુણ્યવાન પુરુષો મારી ભકિત કરે છે.

Fourfold in division are the righteous ones who worship Me, O Arjuna; the suffering, the seeker for knowledge, the self interested and the wise, O Lord of the Bharatas.

## અધ્યાય ૮ મો.

પાછલા અધ્યાયમાં પરમેશ્વર સંબંધે જ્ઞાન અને તેનાથી ઉત્પન્ન થતી સૃષ્ટિ વિષયનું વિજ્ઞાન કહી સંભળાવ્યાથી એ બંને બાબતનું પૂર્ણ જ્ઞાન થાય છે. એટલે અક્ષય સુખદાયી મોક્ષ પ્રાપ્તિ થાય છે. અર્થાત્ બ્રહ્મસ્વરૂપનો લાભ થાય છે. મનની ઇચ્છા અપૂર્ણ રહી જવાથી તે ઇચ્છાને પ્રાપ્ત કરવા માટે પુનર્જન્મ થાય છે એ કલ્પના ઘણા ધર્મ પ્રમાણે આપણા ધર્મમાં પણ રૂઢ છે. અને એ કલ્પનાની પુષ્ટિ માટે આપણા ધર્મગ્રંથોમાં અને પુરાણગ્રંથોમાં પુષ્કળ આધાર છે. પુનર્જન્મથી છૂટવું એટલેજ બ્રહ્મમય સ્થિતિ પ્રાપ્ત થાય એવો માર્ગ પ્રથમથીજ સ્વીકારવો અવશ્ય છે.

ક્ષર એટલે નાશવંત અને અક્ષર એટલે અવિનાશી અથવા નાશ ન પામનારો. સત્કર્મ કરવાથી અને ઇશ્વરભકિત સાધવાથી જે અત્યંત પરમસ્થિતિ પ્રાપ્ત થાય છે તે સ્થિતિપરથી કર્તા ઢગતો નથી. અર્થાત્, તેને અઢળપદ પ્રાપ્ત થાય છે. એ અઢળપદ સ્થિતિનેજ **અક્ષરબ્રહ્મ** કહ્યો છે.

અક્ષરબ્રહ્મ કોને પ્રાપ્ત થાય છે, અને તે ન મળવાથી પુનર્જન્મ કોનો થાય છે એ વિષયપર વિવેચન આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે તેથી આ અધ્યાયને **અક્ષરબ્રહ્મયોગ** કહ્યો છે.

**અક્ષર સ્થિતિ અવ્યક્તથી નિરાળી છે.** ( ગીતા ૮-૨૦ )

**૭૧. तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥**

**अनु+स्मृ.** १प. 1 P. સ્મરણ કરવું, સ્મૃતિમાં લાવવું. To remember, call to mind. मय्यर्पितमनोबुद्धिः—જેણે મન અને બુદ્ધિ મને અર્પણ કર્યાં છે તે. One who has set mind and reason on Me. एष्यसि—ભવિષ્ય. Future T. of इ २ प. પાસે જવું 2 P. to come near. मनश्च बुद्धिश्च इति मनोबुद्धी ( द्व. स. ), अर्पिते मनोबुद्धी येन सः अर्पितमनोबुद्धिः। ( ब. स. ) । न संशयः विद्यते अस्मिन् इति तत् असंशयम् ( न. स. )

**अन्वयः**—तस्मात् सर्वेषु कालेषु माम् ( एव ) अनुस्मर युद्धय च । (त्वं) मयि अर्पितमनोबुद्धिः ( सन् ) माम् एव असंशयम् एष्यसि ।

તેથી હંમેશાં મારૂં સ્મરણ કરી લડાઈ કર. મન અને બુદ્ધિ મને અર્પણ કરી મારાપર વિશ્વાસ રાખ એટલે તું નિઃસંશય મને પહોંચશે આવીને મળશે.

Therefore at all times think upon Me only, and fight with mind and Reason set on Me, without doubt thou shalt Come to Me.

७६. मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

उपेत्य–भू. धा. अ. ind. p. p. of उप+इ २ प. 2 P. પાસે જવું પહોંચવું. To come near, reach. पुनर्+जन्मन्–પુનર્જન્મ થવો Repeated birth. पुनः तत् जन्म इति पुनर्जन्म । अशाश्वतम्–वि. ટકે નહિ એવું, ક્ષણભંગુર, adj. Perishable, transient. दुःखानां आलयं आलीयन्ते यस्मिन्दुःखानि वा इति दुःखालयम् ।

अन्वयः—माम् उपेत्य परमाम् संसिद्धिं गताः महात्मानः दुःखालयम् अशाश्वतम् पुनर्जन्म न आप्नुवन्ति ।

મારી પાસે આવ્યાથી, મને પહોંચ્યેથી જેને પરમસિદ્ધિ પ્રાપ્ત થઇ છે એવા મહાત્મા પુરુષને દુઃખી ક્ષણભંગુર પુનર્જન્મ થતો નથી.

Having come to Me, these Mahatmas come not again to birth, the place of pain, non-eternal; they have gone to the highest bliss.

७७. अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यत्प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

अव्यक्तः—સ્પષ્ટ દેખાય નહિ એવું, અપ્રગટ. Not manifest or apparent. अक्षर–वि. adj. અવિનાશી, Indestructible, imperishable. निवर्तन्ते–(नि+वृत्) १ आ. પાછું આવવું 1 A. To come back, return. निश्चयेन वर्तन्ते इति निवर्तन्ते, धाम—धामन्–રહેવાનું સ્થાન, ઘર. Dwelling-place, abode.

अन्वयः—अव्यक्तः ( भावः ) अक्षरः इति उक्तः । तम् ( अक्षरं भावं ) परमाम् गतिम् आहुः । यम् प्राप्य ( ज्ञानिनः ) न निवर्तते तत् मम परमम् धाम ( अस्ति ) ।

પ્રકૃતિથી વ્યકત નહિ એવી અપ્રગટ સ્થિતિ તે અક્ષર સ્થિતિ અને એજ અક્ષર સ્થિતિને પરમ શ્રેષ્ઠ ગતિ કહે છે. જે પરમપદે પહોંચી **મહાત્મા** પાછા જન્મ લેતા નથી તે પદ–તે શ્રેષ્ઠ સ્થાન **મારૂં** છે.

That unmanifested, "The Indestructible." It is called; It is named the highest Path. They who reach It return not. That is My supreme abode.

*"In Him we live and move and have our being."*

*—A Philosopher.*

---

## અધ્યાય ૯ મો.

૮ મા અધ્યાયમાં કહેલો **અક્ષરમાર્ગ** સર્વને સહેલો કે શક્ય નથી. સામાન્ય જનસમૂહને તેનાથી સહેલો માર્ગ આ અધ્યાયમાં બતાવ્યો છે. **રાજવિદ્યા** અને **રાજગુહ્ય** એવું નામ આ અધ્યાયને આપવાનુ કારણ એ છે કે આ અધ્યાયમાં સર્વ વિદ્યાના રાજા એટલે સર્વ માર્ગમાં મુખ્ય એવા ભકિતમાર્ગ સંબંધે વિશેષે કરીને કહેવામાં આવ્યું છે. એજ માર્ગનું અવલંબન કરી, જનક, ઇક્ષ્વાકુ વગેરે રાજર્ષિઓ તરી ગયા છે તેથી આ અધ્યાયનું નામ **રાજવિદ્યા રાજગુહ્ય** પડયું છે એવું પણ એક અનુમાન છે.

ભકિતમાર્ગીઓને આ અધ્યાયનું મહત્ત્વ વિશેષ છે. આખી ગીતામાંનો ઉપદેશ સામાન્ય જનસમૂહને પાળવા માટે કઠણ છે. પરન્તુ, "**पत्रं पुष्पं फलं**" કે "**अनन्याश्चितयंतो माम्**" "**येऽप्यन्यदेवताभक्ताः**" ઇત્યાદિ શ્લોકોપરથી ભકતોની પૂજ્ય ભાકતનું થોડુંઘણું પણ સત્ પરિણામ-ફળ દેખાયા વગર રહેશે નહિ.

આ અધ્યાયમાં ભકિત કે કર્મનું મૂળ સદ્ભાવના હોવું જોઇએ એજ મુખ્ય છે અને તેજ ગુહ્યતમ છે. એમ નિવેદન કર્યું છે.

**૭૮. राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

विद्यानां राजा राजविद्या, गुह्यानां राजा राजगुह्यं. राजन्+विद्या–રાજમાર્ગ, શ્રેષ્ઠ વિદ્યા. Kingly science; also Royal Policy, statesmanship.

प्रत्यक्ष+अवगमं–( अव+गम् १ प. 1 P. ) વ્યક્ત, અથવા પ્રત્યક્ષ જાણવું, સમજવું. True or determinate knowledge. धर्मात् अनपेतं इति धर्म्यम्। धर्म्य–ધર્માનુરૂપ, According to religion (Dharma). अव्ययम्–( नास्ति व्ययः यस्य न व्ययः वा न. स. ) અક્ષય રહેનાર. Imperishable.

अन्वयः—इदं ( भक्तिज्ञानं ) राजविद्या, राजगुह्यं, पवित्रं, उत्तमम् प्रत्यक्षावगमं, धर्म्यं, कर्तुं सुसुखं, अव्ययम् ( च अस्ति ) ।

આ ભક્તિમાર્ગનું જ્ઞાન એટલે સર્વ વિદ્યાના રાજા, સર્વ ગુહ્ય બાબતોમાં શ્રેષ્ઠ, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ અનુભવમાં આવનાર, ધર્માનુરૂપ, આચરણમાં સુગમ પડે એવું અને અવિનાશી છે.

Kingly science, Kingly secret, supreme Purifier, this; intuitional, according to righteousness, very easy to perform, imperishable.

७९. अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

परितः—अनवच्छिन्नतया–उपासते इति पर्युपासते । पर्युपास्–परि+उप+आस्–२ आ. ભક્તિ કરવી, આશ્રય લેવો. 2 A. To worship, seek shelter. नित्यं अभियुक्ताः ते नित्या०, तेषां नित्याभियुक्तानाम् । अभियुक्त–( अभि+युज् ७ आ. 7 A. ) ધ્યાનનિષ્ઠ; એક ચિત્ત. Engaged or Absorbed in. योगक्षेमः–યોગક્ષે કલ્યાણ, નિર્વાહ, સંરક્ષણ. Security of possession, welfare, wellbeing. वहामि–( वह् १ उ. 1 U. ) હું કાળજી રાખું છું. I look to, take care of. योगश्च क्षेमश्च योगक्षेमौ, तयोः समाहारः योगक्षेमः ( समाहार द्वं. )

अन्वयः—अनन्याः चिंतयंतः ये जनाः माम् पर्युपासते तेषां नित्याभियुक्तानां योगक्षेमं अहं वहामि ।

જે પુરુષ અનન્ય ભક્તિથી મારી ઉપાસના કરે છે તેના યોગક્ષેમને હું ચલાવું છું–તેના કર્તવ્ય યોગની હું સંભાળ લઉં છું.

To those men who worship Me alone thinking of no other, to those ever harmonious, I bring full security. (In other words, I am bound to take care of them.)

જનક રાજા કહે છે કેઃ—

**अनंतं बत मे वित्तं यस्य मे नास्ति किंचन ।**
**मिथिलायां प्रदिप्तायां नैव दह्यति किंचन ॥ १ ॥**

—म. भा. शांतिपर्व.

८०. **येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौन्तेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

अन्यासु देवतासु भक्ताः अन्य०...( सप्त. त. स. ) । यज्.–१ उ. यज्ञથી ઉપાસના કરવી. 1 U. To sacrifice or worship. श्रद्धा+अन्वितः વિશ્વાસપૂર્ણ, શ્રદ્ધાપૂર્ણ. Full of faith. कौन्तेयः–(कुंत्याःअपत्यं पुमान्) કુંતીના પુત્ર, અર્જુન. The son of Kunti, Arjuna. अविधिपूर्वकम्-વિધિને છોડીને, પ્રાચીન મોક્ષ માર્ગ છોડીને. Contrary to the rule. न विधिः अविधिः, अविधिः पूर्वं यथा स्यात् तथा इति अवधिपूर्वकम् ।

**अन्वयः**—अपि ये अन्यदेवताभक्ताः श्रद्धया अन्विताः यजन्ते, ते अपि, कौन्तेय, अविधिपूर्वकं मां एव यजन्ति ।

હે અર્જુન, જે ભક્ત શ્રદ્ધાપૂર્ણ અંતઃકરણથી બીજા દેવતાઓની આરાધના કરે છે તે પણ અજાણપણે ( વિધિપૂર્વક મોક્ષમાર્ગ છોડીને) મારીજ સેવા કરે છે.

Even the devotees of other Shining Ones, who worship full of faith, they also worship Me, O son of Kunti, though contrary to the ancient rule.

८१. **पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

पत्रं–પાન, પાંદડું. A leaf. तोयं–પાણી. Water. प्रयच्छ्–प्र+दा–३ उ. આપવું, અર્પણ કરવું 3 U. To give, offer. उपहृ–१ प. પાસે આણવું 1 P. To bring near. अश्नामि–( अश् ९ प. क्वचित् आ. ખાવું, ગ્રહણ કરવું 9 P., rarely A. To eat, consume. ) હું ગ્રહણ કરૂં છું. સ્વીકારૂં છું. I accept. प्रकर्षेण यतः आत्मा यस्य सः प्रयतात्मा, तस्य प्रयतात्मनः ।

**अन्वयः**—यः पत्रं, पुष्पं, फलं, तोयं ( वा ) मे भक्त्या प्रयच्छति (तस्य) प्रयतात्मनः भक्त्या उपहृतम् तत् ( सर्वम् ) अहम् अश्नामि ।

જે મને પાન, ફૂલ, ફળ કે પાણી ભક્તિભાવી મનથી અર્પણ કરે છે તેવા શુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યે પ્રેમથી આણેલી ભેટ હું પણ પ્રેમથી જ સ્વીકારૂં છું

He who offereth to Me with devotion a leaf, a flower, a fruit, water, that I accept from the striving self, offered as it is with devotion.

८२. **समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

द्वेष्टुं योग्यः द्वेष्यः । द्वेष्य-शत्रु, અપ્રિય. Hostile. सर्वाणि च भूतानि इति सर्वभूतानि, तेषु सर्वभूतेषु । भज्-१ उ. સેવાકરવી, ભક્તિ કરવી 1 U. To serve, worship.

**अन्वयः**—अहं सर्वभूतेषु समः ( अस्मि ) । मे द्वेष्यः प्रियः ( च ) न अस्ति । ( परं ) तु ये माम् भक्त्या भजन्ति ते मयि, अहम् अपि तेषु च ( अस्मि ) ।

સર્વ પ્રાણીમાત્ર મને સરખાંજ છે. મને કોઈ અપ્રિય નથી તેમજ કોઈ પ્રિય નથી. પણ જે શ્રદ્ધાથી મારી ભક્તિ કરે છે તે મારા સ્વરૂપમાં છે અને હું તેના સ્વરૂપમાં છું.

The same am I to all beings; there is none hateful to Me nor dear. They verily who worship Me with devotion, they are in Me, and I also in them.

*82. " God maketh His sun to rise on the evil and on the good and sendeth His rain on the just and the unjust."* —*Bible-Math. V. 45.*

*" How many there are that are unworthy of the light of day and yet the Sun arises."* —*Seneca.*

८३. **क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

**क्षिप्रं–अ.** જલદી, થોડા વખતમાં. ind. In a short time, Speedily. **धर्मः एव आत्मा, धर्मे आत्मा वा यस्य सः धर्मात्मा । शश्वत्–अ.** કાયમનું ind. Eternal, for ever. **नि+गम्–१ प.** જવું 1 P. To go, attain. **नितरां निश्चयेन वा गच्छति इति निगच्छति । प्रतिजानीहि–( प्रति+ ज्ञा–९ आ.** સોગનપર કહેવું, પ્રતિજ્ઞા કરવી. 9 A. To promise, vow.) ખાત્રીથી જાણ. Know promisingly.

**अन्वयः**—कौन्तेय, ( सः नर ) क्षिप्रं धर्मात्मा भवति । शश्वत् शांतिं(च) निगच्छति । ( अर्जुन ) मे भक्तः न ( कदापि ) प्रणश्यति ( इति ) प्रतिजानीहि ।

હે અર્જુન, તે મારો ભકત વહેલો શુદ્ધ ચિત્ત બને છે, અને નિત્ય શાંતિને પામે છે. મારો ભકત કદી પણ નાશ પામતો નથી એ તું પકકું સમજ.

Speedily he becometh dutiful and goeth to eternal peace, O Kaunteya, know thou for certain that *My devotee perisheth never.*

---

## અધ્યાય ૧૦ મો.

૯ મા અધ્યાયમાં ભકિતના રાજમાર્ગ વિષે કહેવાયું છે. ભગવાનનુ સર્વવ્યાપી સ્વરૂપ જુદેજુદે રૂપે સર્વ વસ્તુમાત્રમાં તથા ભૂતમાત્રમાં રહેલું છે. ભકતની ભકિત અથવા શ્રદ્ધા એક ઠેકાણે સ્થિર થવાથી સગુણ સ્થિતિ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે. સગુણભકિત નિર્ગુણ ભકિત કરતાં અધિક પરિણામકારક છે એમાં શંકા નથી. સામાન્ય બુદ્ધિને પ્રત્યક્ષ દીસનારાં તેજ, વૈભવ, મહત્ત્વ, ઇત્યાદિ કારણોની સત્વર સમજ પડવાથી શ્રદ્ધાની દૃષ્ટિ ગુણોતરફ થાય છે. એ બાબત ઠસાવવા માટે આ અધ્યાયની રચના થઇ છે. **વિભૂતિ** એટલે ઐશ્વર્ય, વૈભવ, પ્રભુત્વ, ઇત્યાદિ જે જે કંઇ જે જે સ્થળે વિશેષ દેખાય તે બધાં **મારાજ** સ્વરૂપ છે. ( ગીતા.–૪૧ ) અથવા **મારોજ** વૈભવ તે સ્થળે છે એવું નિવેદન કર્યું હોવાને લીધે આ અધ્યાયને **વિભૂતિયોગ** અધ્યાય કહ્યો છે.

**૮૪. अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥**

गुडाकायाः-( निद्रायाः ) ईशःगुडाकेशः ( अर्जुनः ) । गुडाका+ईश=ઉંઘને જીતનાર. Master of sleep. सर्व+भूत+आशय+स्थितः-भूत-પ્રાણીમાત્ર. Creature, living being. आशयः-મન, મનોવૃત્તિ. The mind. सर्व-भूतानां आशयः-( ष. त. स. ), सर्व भूताशयेषु स्थितः ( उ. स. ) । સર્વના હ્રદયમાં રહેલો ( આત્મા). Present in the hearts of all beings ( The Soul ). आदिः-શરૂઆત, પ્રારંભ. Beginning. अंतः-છેવટ, અંત, નાશ. End.

**अन्वयः—**गुडाकेश, अहम् सर्वभूताशयस्थितः आत्मा, भूतानाम् आदिः च मध्यं अंतः च अहमेव ( अस्मि ) ।

હે અર્જુન, સર્વભૂતમાત્રના અંતરમાં રહેલો **આત્મા** હું છું. સર્વનું આદિકારણ, મધ્ય અને અંત પણ હુંજ છું.

I, O Gudakesha, am the Self, seated in the heart of all beings; I am the beginning, the middle and also the end of all beings.

"*I am the Alpha and Omega, the beginning and the end, the first and the last'.'—New Testament.*

84 "*From Thee, great God, we spring, to Thee we tend Path, motive, guide, origin and end."—Johnson.*

८५. **यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥**

विभूतिः-ઐશ્વર્ય, સ્વરૂપવિસ્તાર. Sovereignty, Gloriousness. सत्त्वं-સત્વ, ભલું. Good. श्रीमत्-શોભાયુક્ત, ખુબસૂરત. Beautiful. ऊर्जितम्-શક્તિમાન, તેજસ્વી. Mighty, powerful. तेजस्+अंश+संभवम्-તેજમાંથી ઉત્પન્ન થયેલો. Produced from the Splendour. तेजसः अंशसंभवः यस्य तत् ( ब. स.) or तेजसः अंश ( ष. त.), तेजोंऽशात् संभवः यस्य तत् तेजोंऽशसंभवम् ।

**अन्वयः—**यत् यत् विभूतिमत्, सत्त्वं, श्रीमत्, ऊर्जितम् एव वा (दृश्यते) तत् तत् एव मम तेजोऽशसंभवम् ( अस्ति इति ) त्वं अवगच्छ ।

જે જે સ્થળે ઐશ્વર્યસંપન્નતા, શોભા, સત્વ કે પ્રભુત્વ જોવામાં આવે તે તે સર્વ **મારા** અંશમાથી ઉત્પન્ન થયું છે એવું તું પકકું સમજ.

**Whatsoever is glorious, good, beautiful and mighty, understand thou that to go forth from a fragment of My Splendour.**

*" An honest man is the noblest work of God."—Pope.*

*85 " Thy voice is on the rolling air,*
*I hear Thee where the waters run :*
*Thou standest in the rising Sun,*
*And in the setting Thou art fair."—Tennyson.*

[ વિભૂતિવિસ્તારના શ્લોક ૨૧ થી ૩૮ પર્યંત કહ્યા છે. તેમ, વિષ્ણુ, રવિ, વાયુ, ચંદ્ર, સામવેદ, મન, ચેતન, શંકર, કુબેર, અગ્નિ, મેરુ, બૃહસ્પતિ, સાગર, ઓંકાર, નારદ, ઉચ્ચૈઃ શ્રવા ઇત્યાદિ સમૂહોમાં મુખ્ય હુંજ છું એમ ઉદાહરણ આપી કહી સંભળાવ્યું છે. એટલું જ નહિ પણ " આયુધોમાં વજ્ર, સર્પોમાં વાસુકિ, દૈત્યોમાં પ્રલ્હાદ, શસ્ત્રધારીમાં રામ, પ્રવાહોમાં ભાગીરથી, છંદોમાં ગાયત્રીમંત્ર, જુગારમાં દ્યૂત, પાંડવોમાં ધનંજય, દમન કરનારાનો દંડ, અને જ્ઞાનીઓનું જ્ઞાન સુદ્ધાં હું જ છું" એવું શ્રીકૃષ્ણનું કહેવું છે. ] **એ આખો ભાગ ઘણો ખરો વર્ણનાત્મક હોવાને લીધે બહુ સુભાષિત નથી.**

---

## અધ્યાય ૧૧ મો.

**વિભૂતિયોગમાં શ્રીકૃષ્ણે** પોતાનું સ્વરૂપ સર્વ ઠેકાણે પ્રસરી રહેલુ છે એવું કહ્યાથી " સર્વ વિશ્વમાં પ્રસરી રહેલું તમારૂં સ્વરૂપ કેવું છે તે મને દેખાડો તો મારી ખાતરી થાય " એવી વિનવણી **અર્જુને** કરી ત્યારે તેના જવાબમાં ભગવંતે પોતાનું **વિશ્વવિશાળ વિશ્વસ્વરૂપ** અર્જુનને એકદમ બતાવી તેને દિડમૂઢ કરી મૂકયો. અને તે સ્વરૂપ અર્જુન સારી રીતે જોઈ શકે માટે તેને દિવ્યદૃષ્ટિ પણ આપી. આ અધ્યાયમાં મુખ્ય ભાગ જે **વિશ્વસ્વરૂપનો,** તેનું યથાસ્થિત વર્ણન ૧૪ થી ૩૦ શ્લોકમાં છે. માટે જ આ અધ્યાયનું નામ **વિશ્વરૂપદર્શન પાડયું છે. આ અધ્યાયમાં પણ ખાસ નોંધ કરવા જેવું સુભાષિતપણું નથી.**

[ "કર્તા કારવતા પરમેશ્વર" એ કહેવત પ્રમાણે પોતે સર્વને કહે છે કે "તારૂં કાર્ય કરવા લાગ અને યશ લે. સર્વ બાબતનો નિકાલમેં અગાઉથી કરી રાખ્યોજ છે. માત્ર કોઇએ કારણભૂત થવું જોઇએ." એ સત્ય નીચેના શ્લોકમાં કહ્યું છે. ]

૮૬. **तस्मात् त्वमुत्तिष्ठ यशो लभस्व**
**जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव**
**निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

उत्तिष्ठ–( उत्+स्था १ प. 1 P. ) ઉઠ, ઉભો થા. Get up, stand. भुंक्ष्व–( भुज् ७ उ. 7 U. ) ઉપભોગ કર, ભોગવ. Enjoy, possess. राज्ञः भावः कर्म वा राज्यम् । समृद्धम्–( सम्+ऋध् ४, ५. प. 4. 5 P. ) ઐશ્વર્યપૂર્ણ, આબાદીએ પહોચેલું. prosperous, flourishing. निहतः–( नि+हन् २ प. 2 P. ) ઠાર થયેલો. Killed, slain. निमित्तमात्रम्–નિમિત્તમાત્ર, કારણભૂત. Only an apparent cause, or outward pretext. निमित्तं एव मात्रा यथा स्यात् तथा । सव्यसाचिन्–( सव्य–ડાબો, Left. साचि अ. વાળવું, વક્ર કરવું. ind. Turning or making crooked ) सव्येन हस्तेन शराणां क्षेपात् सव्यसाचीति उच्यते । મહાભારતમાં આ નામનું મૂળ નીચે પ્રમાણે આપ્યું છે. The derivation of the name is thus given in the—*Mahabharata.*

**उभौ मे दक्षिणौ पाणी गांडीवस्य विकर्षणे ।**
**तेन देवमनुष्येषु सव्यसाचीति मां विदुः ॥ १ ॥**

ડાબે હાથે બાણ મારનાર ( અર્જુન ) One who plays arrow-throwing even by his left hand ( Arjuna ). सव्येन संचितुं शीलं अस्य इति **सव्यसाची.**

**अन्वयः**—तस्मात् सव्यसाचिन्, त्वं उत्तिष्ठ, यशः लभस्व, शत्रून् जित्वा समृद्धं राज्यं भुङ्क्ष्व । मया एव एते पूर्वं एव निहताः । त्वम् (**केवलम्**) निमित्तामात्रं भव ।

તેટલા માટે હે ડાબે હાથે પણ બાણ છોડનાર અર્જુન, ચલ, ઉઠ, શત્રુને હરાવી યશ સંપાદન કર. અને ઐશ્વર્યસંપન્ન રાજ્યને ભોગવ.

મેં તારા શત્રુઓને આજ પહેલાંથી જ મારી મૂકેલા છે. તું તો માત્ર નિમિત્ત કારણ થઇ આગળ થા.

Therefore stand up; win for thyself renown, conquer thy foes, enjoy the wealth-filled realm. By Me they are already overcome, be thou the outward cause, left-handed one.

**૮૭. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥**

मत्+कर्मन्+कृत्–મારે માટે કર્મ કરનાર. One who works for Me. मदर्थं कर्म मत्कर्म, मत्कर्म करोति इति मत्कर्मकृत्। मत्+परमः–ભગવત્ પરાયણ. Solely occupied with Me. अहं एव परमः यस्य सः मत्परमः। संगवर्जितः–( वृज् १ प. १० उ. 1 P., 10U. ) આસક્તિરહિત, સંગતિ જેણે વર્જ કરેલી છે તે. Freed from attachment to wordly ties. निर्+वैरम् ( निर्–નહિ; Not; वैरम्=શત્રુતા, દુશ્મનાવટ, enmity. ) જેને કોઇ સાથે વેર નથી એવો. One without hatred for any being. निर्गतं वैरं यस्मात् सः निर्वैरः। पांडवः–( पंडोः अपत्यं पुमान् पांडवः ) पांडवानां धनंजयः–પાંડવોમાં ધનુર્ધારી એવો અર્જુન. Son of Pandu ( Arjuna. ).

**अन्वयः**—पांडव, यः मत्कर्मकृत्, मत्परमः मद्भक्तः, संगवर्जितः, सर्वभूतेषु निर्वैरः ( च ) स ( एव ) माम् एति।

હે અર્જુન, જે મારે માટે કર્મ કરનારો છે, મારી સાથે જે એક જીવ થયો છે, મારો એકનિષ્ઠભક્ત, સંગતિ વર્જીત અને સર્વ પ્રાણીમાત્ર સાથે મિત્રભાવે વર્તનારો જે છે તેજ મને આવી મળે છે.

He who doeth actions for Me, whose Supreme good I am, My devotee freed from attachment, without hatred of any being, he cometh unto Me, O Pandava.

---

## અધ્યાય ૧૨ મો.

પાછળ ૯ માં અધ્યાયમાં અનન્ય ભાવવાળું જે ગુહ્યજ્ઞાન તેનું વર્ણન કર્યું. આ જ્ઞાનની કુંચીથી અક્ષય એવો પરમ ગતિનો દરવાજો ઉઘાડી અંદર પ્રવેશ કરનાર ભક્તપણ તેટલોજ શ્રેષ્ઠ હોય છે. એવા ભક્તનું

કાર્ય ભગવંતને પાર પાડવું પડે છે. તેથી ખરા ભક્તના ગુણ કહી સંભળાવવા માટે ૧૨ મો અધ્યાય ખાસ કહ્યો છે. ભગવાનને કેવા પ્રકારનો ભક્ત પસંદ છે, અને તે ભક્તનાં આચરણ કર્મ કેવાં હોવા જોઇએ વગેરે બાબતપર આ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે, માટે એ અધ્યાયને **ભક્તિયોગ** નામ આપ્યું છે. તે ૧૩ થી ૨૦ શ્લોકો સુધીમાં આપ્યું છે. કોઇકોઇ **સ્થળે દ્વિરુક્તિ** થઇ છે.

**૮૮. श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥**

**अभ्यासः**–અભ્યાસ, ફરીફરી બોલવું, કરવું, એકાગ્ર મનથી મનન કરવું તે. Repeated practice, constant use. **धीयते अनेन इति** ध्यानम् । वि+शिष्–७ प. અતિશય, અધિક થવું. 7 P. to particularize, distinguish. त्यज्यते अनेन इति त्यागः। न अन्तरं यथा स्यात् तथा अनंतरम्।

**अन्वयः**—हि अभ्यासात् ज्ञानं श्रेयः । ज्ञानात् ध्यानं, ध्यानात् ( च ) कर्मफलत्यागः विशिष्यते । अनंतरम् ( कर्मफल ) त्यागात् शांतिः ( प्राप्यते ) ।

અભ્યાસ કરતાં જ્ઞાન અધિક, જ્ઞાન કરતાં ધ્યાન–ચિંતન–મનન અધિક, ધ્યાન કરતાં પણ કર્મફળત્યાગ શ્રેષ્ઠ, અને ત્યારપછી કર્મફળ ત્યાગ કરતાં શાંતિ વિશેષ શ્રેષ્ઠ છે.

Better indeed is wisdom than constant practice, than wisdom, meditation is better; than meditation, renunciation of the fruit of action; on renuciation follows peace.

**૮૯. अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

न द्वेष्टि इति अद्वेष्टा. अद्वेष्टा— દ્વેષ ન કરનાર. Not hating. **मैत्रः**–મિત્ર. Friend. **करुणः**–દયાવાન, કરૂણાવાળો. Tender, pathetic. ( **करोति मनः आनुकूल्याय** ). निर्+मम–( निर्गतं ममत्वं यस्मात् ब. स. ) મમત્વવિનાનો Free from all connection with the outer world or attachment. निर्गतः अहंभावः यस्मात् सः निर्+अहंकारः–નિરાભિમાની. અહંકારવિનાનો. Free from egoism. **दुःखं च सुखं**

**च दुःखसुखे ( द्व. स. ) समे दुःखसुखे यस्य सः सम....( ब. स. ) क्षमी-** ( **क्षमिन्** , ક્ષમાશીલ, ક્ષમા કરનાર. Patient, forbearing.

**अन्वयः**—[ यः ] **सर्वभूतानां अद्वेष्टा, मैत्रः, करुणः, निर्ममः, निरहंकारः, समदुःखसुखः, क्षमी एव च** [ **स भक्तः मे प्रियः अस्ति** ] ।

સર્વ પ્રાણીમાત્ર તરફ વૈરભાવ ન રાખનાર, મિત્ર, સહાનુભૂતિ દાખવનાર, મમત્વરહિત, નિરાભિમાની સુખદુઃખ માટે હર્ષ શોક ન કરનારો અને ક્ષમાશીલ વૃત્તિ છે જેની એવો ભક્ત મને પ્રિય છે.

He who beareth no illwill to any being, friendly and compassionate, without attachment and egoism, balanced in pleasure and pain, and forgiving.

*89 " For the Love of God is broader,*
*Than the measures of man's mind,*
*And the heart of the Eternal,*
*Is most wonderfully kind."* —*Faber.*

---

## અધ્યાય ૧૩ મો.

ક્ષેત્ર એટલે આપણું **શરીર**, અને **ક્ષેત્રજ્ઞ** એટલે શરીરમાં રહેનાર અથવા શરીરને જાણનાર **આત્મા.** એના વેદાંત શાસ્ત્રમાં અનુક્રમે **पिंड** અને **ब्रह्मांड** એ નામો છે. અર્થાત શરીર અને આત્મા એટલે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ. એ બંને વિષે વિચાર આ અધ્યાયમાં કર્યો હોવાને લીધે એને "**ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિચાર**" એવું નામ આપવામાં આવ્યું છે. પ્રકૃતિ અને પુરુષનાં અસ્તિત્વના હેતુવિષે નીચેના શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

**૯૦. कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

**हेतुः**—કારણ, હેતુ. Cause. **प्रकृतिः**—સર્વ બાહ્ય સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ, મૂળ સત્વ, રજસ અને તમસ એ ત્રિગુણયુક્ત સ્વભાવ Matter, Nature, the original source of the Material world, consisting of the three essential qualities **सत्वं, रजस्** and **तमस्**.

पुरुषः-આત્મા. The Soul, Spirit. कर्तृत्वं-ઉત્પત્તિ. Generation. भोक्तुः भावः इति भोक्तृत्वम्. भोक्तृत्वम्- ભોગ, ઉપભોગ. Enjoyment, उच्यते-वच् २ प. બોલવું, કહેવું, 2 P. to say, speak.

अन्वयः—प्रकृतिः कार्यकारणकर्तृत्वे हेतुः उच्यते । पुरुषः सुखदुःखानाम् भोक्तृत्वे हेतुःउच्यते ।

કાર્ય ( દેહ ) અને કારણ ( ઇંદ્રિયો ) એની ઉત્પત્તિનું કારણ મૂળ પ્રકૃતિ કહેવાય, અને સુખદુઃખનો ભોકતા પુરુષ ( આત્મા ) કહેવાય છે.

Matter is called the cause of the generation of causes and effect; Spirit is called the cause of the enjoyment of pleasure and pain.

२१. पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

प्रकृतौ तिष्ठति इति प्रकृतिस्थः। भुंक्ते। भुज् ७ उ. ખાવું, ભોગવવું. 7 U. to eat, enjoy, pr. 3rd. sing. गुणसंगः-ગુણોનો સંબંધ અથવા ગુણો સાથે સંબંધ. Attachment to the qualities. गुणेषु संगः। योनिः- જન્મસ્થાન, ગર્ભસ્થાન. Womb, place of birth. सत्याः च असत्याः च सत्यासत्याः, ताःच योनयः सदसद्योनयः, तासु सदसद्योनिषु जन्मानि इति सदसद्योनिजन्मानि, तेषु सद०...षु ।

अन्वयः—पुरुषः प्रकृतिस्थः ( सन् ) प्रकृतिजान् गुणान् भुङ्क्ते हि । अस्य गुणसंगः सद्-असद्-योनी-जन्मसु कारणं ( भवति )

પુરુષ પ્રકૃતિસાથે સંબંધ કરી પ્રકૃતિમાં રહેલા ત્રિગુણોનો ઉપભોગ કરે છે. પુરુષનો પ્રકૃતિસાથે રહેલો સારો નરસો સંબંધ સારી નરસી યોની વિષે તેના જન્મનું કારણ થાય છે.

Spirit seated in Matter useth the qualities born of matter; attachment to the qualities is the cause of his births in good and evil wombs.

२२. यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

यावत्-જે જે. Whatsoever. स्थावर-સ્થાવર, હાલે નહિ એવું. Immobile. जंगम-હાલે તે, ખસે તે. Mobile. स्थावरं च जंगमं च तयोः

समाहारः स्थावरजंगमम् ( समा. द्व. ). क्षेत्रम्–શરીર. Body, field. क्षेत्रज्ञः–ક્ષેત્રને ઓળખનાર, આત્મા. Knower of the field, The Soul. क्षेत्रं च क्षेत्रज्ञः च क्षेत्रक्षेत्रज्ञौ ( द्व. स. ), क्षेत्रक्षेत्रज्ञयोः संयोगः ( ष. त. ) संयोगः–સંયોગ, મેળાપ, Union, connection.

अन्वयः—भरतर्षभ, यावत् किंचित् स्थावरजंगमम् सत्त्वम्, तत् ( तत् ) क्षेत्र–क्षेत्रज्ञसंयोगात् संजायते ( इति ) विद्धि ।

હેઅર્જુન, જે જે સ્થાવર જંગમ વસ્તુઓ તું જુએ છે તે બધા પ્રકૃતિ અને પુરુષ ( ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ ) ના સંયોગથી જ ઉત્પન્ન થાય છે એતું બરાબર લક્ષમાં રાખ.

Whatsoever creature is born, immobile or mobile, know thou, O best of the Bharatas, that it is from the union between the Field and the Knower of the Field.

९३. यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

प्र+काश् ( १ आ. प्रयोजक, 1 A., caus. ) પ્રકાશિત કરવું, શોભાવવું To illuminate, lighten. क्षेत्रं अस्य अस्ति इति क्षेत्री ( आत्मा )

अन्वयः—भारत, यथा एकः रविः इमम् कृत्स्नं लोकं प्रकाशयति तथा क्षेत्री कृत्स्नं क्षेत्रं प्रकाशयति ।

હે અર્જુન, સૂર્ય જે પ્રમાણે સર્વ જગતને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે તેજ પ્રમાણે આ આત્મા સર્વ પ્રકૃતિને ( શરીરને ) પ્રકાશિત કરે છે–શોભાવે છે.

As the one sun illumineth the whole earth, so the Lord of the Field illumineth the whole Field, O Bharata.

---

## અધ્યાય ૧૪ મો.

પુરુષને પ્રકૃતિના ગુણોસાથે સંબધ થવાથી સર્વ સૃષ્ટ પદાર્થોની ઉત્પત્તિ થાય છે. પરંતુ, પ્રકૃતિમાં રહેલા જે ગુણ સત્વ, રજસ અને તમસ તેના કાર્ય અને તેનું જ્ઞાન સમજવું અવશ્યનું છે. તે માટે એ ત્રણ ગુણો વિષે સંપૂર્ણ વિવેચન આ અધ્યાયમાં કર્યું છે. ત્રિગુણના બંધનને લીધે પુરુષતરફથી સૃષ્ટિવ્યાપાર ઉત્પન્ન થયા છે માટે આ

અધ્યાયને "**गुणत्रयविभाग**" નામ આપ્યું છે.

૯૪. **सत्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

**संभव**-( सं+भू. १ आ.) ઉત્પત્તિ, જન્મ. ( 1 A.) Birth, production. **प्रकृतेः संभवः येषां ते प्रकृतिसंभवाः** ( ब. स. ). **नि+बंध्**-९ प. 9 P. બાંધવું To bind, tie, fetter. **महत्+बाहुः**-લાંબા હાથવાળો, પરાક્રમી, શક્તિવાન. **महान्तौ ( आजानुप्रलम्बौ ) बाहू यस्य स महाबाहुः** ( ब. स. ) । Long armed, powerful.

**अन्वयः—महाबाहो, सत्वं, रजस्, तमस् इति प्रकृतिसंभवाः गुणाः देहे अव्ययं देहिनं निबध्नन्ति ।**

હે પરાક્રમી અર્જુન, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ શરીરમાંના અવિનાશી આત્માને મોહબંધનથી બાંધી નાખે છે.

Harmony, Motion, Inertia, such are the qualities, Matter-born; they bind fast in the body, O great-armed one, the indestructible dweller in the body.

૯૫. **सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

**प्रमादः**-પ્રમાદ, બેકાળજીપણું. અસાવધપણું. Carelessness, negligence. **मोहः**-મોહ, ભ્રમ. **प्रमादश्च मोहश्च प्रमादमोहौ** ( द्व. स. ) Confusion, delusion. **भवतः**-भू. १ प ક્વચિત आ. 1 P. rarely A. થવું, હોવું. To be, become ( व. तृ. द्वि. pr. ten. 3rd. du. )

**अन्वयः—सत्त्वात् ज्ञानं संजायते, रजसः लोभः एव च । प्रमादमोहौ तमसः भवतः च अज्ञानम् एव ( संजायते ).**

સત્વગુણથી જ્ઞાન, રજોગુણથી લોભ, અને તમોગુણમાંથી બેકાળજીપણું, ભ્રમ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

From Harmony wisdom is born, and also greed from Motion; heedlessness and delusion are of Inertia and also unwisdom.

**१६. गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

अतीत्य-धा. स. p. p. ind of अति+इ २ प. 2 P. પેલીતરફ-પાર જવું. To go beyond or pass over. जन्म च मृत्युश्च जरा च दुःखानि च जन्ममृत्युजरादुःखानि (द्व. स.) तैः जन्ममृत्युजरादुखैः-( विमुक्तः-वि+मुच् ६ प. 6 P. ) મુક્ત થયેલુ. Freed, liberated. अमृतं-જન્મમરણ ન હોવું તે, મોક્ષ. Liberated from birth and death, final beatitude. अश्-५. आ. 5 A. મેળવવું, જવું, પહોંચવું, To reach, go to, arrive at.

अन्वयः—देही देहसमुद्भवान् एतान् त्रीन् गुणान् अतीत्य, जन्ममृत्युजरादुखैः विमुक्तः ( सन् ) अमृतम् अश्नुते ।

દેહી એટલે જીવાત્મા, દેહથી ઉત્પન્ન થનારા આ ત્રણ ગુણો ઉલ્લંઘી જઇ જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, વગેરે દુઃખોથી મુક્ત થઇ મોક્ષને પામે છે.

When the dweller in the body hath crossed over these three qualities, whence all bodies have been produced, liberated from birth, death, old age and sorrow, he drinketh the nectar of immortality. ( अमृतम्. )

---

## અધ્યાય ૧૫ મો.

ક્ષરાક્ષરની પેલી તરફના અને ત્રિગુણાતીત એવા પરમેશ્વરનું "**પુરુષોત્તમ**" નામથી વર્ણન કરવામાં આવે છે. પુરુષોત્તમ વર્ણન આ અધ્યાયમાં આવવાને લીધે એને **પુરુષોત્તમયોગ** કહ્યો છે.

पुरुष+उत्तमः । उत्तमः । उत्कृष्टतमः उत्तमः

**१७. निर्मानमोहा जितसंगदोषा।अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

मानश्च मोहश्च मानमोहौ ( द्व. स. ) तौ निर्गतौ येभ्यः ते निर्मानमोहाः ( ब. स. ), निर्+मान+मोह—અભિમાન અને મોહવિનાનો. Free from pride and delusion. जित-જીતેલો Conquered, subdued. संगः

एव दोषः ( क. स. ), जितः संगदोषो यैस्ते जित...षाः( ब. स. ). आत्मानं अधिकृत्य इति अध्यात्मम् । अध्यात्मनित्यः–અધ્યાત્મવિદ્યાના વિચા-રમાં મશગૂલ થઇ રહેલો. Engrossed in thinking of The Soul विशेषतो निवृत्ताः कामाः येषां ते विनि० ( ब. स. ) Cf. त्यक्तसर्वपरिग्रहाः । One whose desire is vanished, or gone. सुखदुःखे संज्ञा येषां तानि सुखदुःख–संज्ञानि ( द्वन्द्वानि ) ब. स., संज्ञा–સંજ્ઞા, નામનું. Name, named. अमूढः–શાણો. The wise.

**अन्वयः**—निर्मानमोहाः, जितसंगदोषाः, अध्यात्मनित्याः, विनिवृत्तकामाः सुखदुःखसंज्ञैः द्वंद्वैः विमुक्ताः अमूढाः तत् अव्ययम् पदं गच्छंति ।

જેના અભિમાન, મોહ અને આસક્તિરૂપ દોષો નષ્ટ થયા હોય છે, જે અધ્યાત્મના વિચારમાં મચી રહેલા છે, જેની સર્વ કામવાસના નષ્ટ થયેલી છે, જે જ્ઞાની સુખદુઃખ એ સંજ્ઞાના દ્વંદ્વથી છૂટા થયેલા છે, તેજ તે અક્ષયપદને પામે છે.

Without pride and delusion, victorious over the vice of attachment, dwelling constantly in the Self, desire pacified liberated from the pairs of opposites known as pleasure and pain, they tread, undeluded, that indestructible path.

१८. यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

**क्षरम्**–નાશવંત, Perishable प्रथितः–પ્રસિદ્ધ, Wellknown, proclaimed, पुरुष+उत्तमः–સર્વથી શ્રેષ્ઠ પુરુષ ( આત્મા ); વિષ્ણુ, શ્રીકૃષ્ણ. The highest, or Supreme Being, an epithet of Vishnu or Krishna. पुरुषेषु उत्तमः इति **पुरुषोत्तमः**

**अन्वयः**—यस्मात् अहम् क्षरम् अतीतः अक्षरात् अपि च उत्तमः अतः अहम् लोके वेदे च पुरुषोत्तमः ( इति ) प्रथितः अस्मि ।

અને તેથી હું ક્ષરથી વેગળો, અક્ષરથી પણ ઉત્તમ છું સર્વ લોકમ અને વેદોમાં **પુરુષોત્તમ** નામથી પ્રસિદ્ધ છું.

Since I excel the destructible, and am more excellent also than the indestructible, in the world and in the Veda I am proclaimed the Supreme Spirit.

## અધ્યાય ૧૬ મો.

આપણે જેને સંપત્તિ અથવા જીવન સામગ્રી કહીએ છીએ તેના મુખ્ય બે પ્રકાર છે. એક **દૈવી** સંપત્તિ, અને બીજી **આસુરી** સંપત્તિ. દૈવી સંપત્તિમાં સાત્વિક, પવિત્ર, ન્યાયી અને ધર્મશુદ્ધ આચરણ અને કૃત્યોનો સમાવેશ થાય છે. અને આસુરી સંપત્તિમાં તામસી, અન્યાયી અને અધાર્મિક આચરણ અને કૃત્યોનો સમાવેશ થાય છે. આ અધ્યાયમાં ઉપર કહેલી બન્ને સંપત્તિ વિષે ઉહાપોહ કર્યો છે, માટે એને **દૈવાસુર સંપત્તિ વિભાગ** કહ્યો છે.

[ પ્રથમ **દૈવી** સંપત્તિનાં ગુણ લક્ષણ આપ્યાં છે, અને તે પહેલા ત્રણ શ્લોકમાં આપ્યાં છે. In the following three verses, Divine properties are described. ]

**९९. अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

ज्ञानयोगव्यवस्थितिः–આત્મજ્ઞાનમાં સ્થિર કે નિષ્ઠ હોવું, ज्ञानं च योगश्च ज्ञानयोगौ [ द्व. स. ], तयोः ज्ञानयोगयोः व्यवस्थितिः ( ष. त. स. ), Steadfastness in the Yoga of wisdom. स्व+अध्यायः—વેદાભ્યાસ, વેદાધ્યયન. Study of the Vedas or Scriptures. सुष्ठु अधीयते अस्मिन् इति स्वाध्यायः । आर्जवम्–સરળપણું Straightforwardness. ऋजोः भावः इति आर्जवम्.

**अन्वयः**—अभयं, सत्त्वसंशुद्धिः, ज्ञानयोगव्यवस्थितिः, दानं, दमः च यज्ञः च स्वाध्यायः, तपः, आर्जवम्.

નિર્ભયપણું, અંતઃકરણશુદ્ધિ, જ્ઞાનબુદ્ધિથી નિરપેક્ષ કર્મ, યોગ્ય સ્થળે દાનધર્મ, ઇંદ્રિયો તાબામાં રાખવી, સ્વાર્થત્યાગ, યજ્ઞ, વેદાભ્યાસ, તપ, સરળવર્તણુક.

Fearlessness, cleanness of life, steadfastness in the Yoga of Wisdom, almsgiving, self-restraint and sacrificing and study of the Scriptures, austerity and straightforwardness,

**१००. अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**

**अहिंसा**-અહિંસા, પ્રાણીઓને પીડા ન કરવી તે. Harmlessness **अपैशुनम्**-દુષ્ટપણું ન કરવું તે. Absence of roguery or wickedness. **अलोलुप्त्वम्**-લોભલલુતા ન રાખવી તે. Uncovetousness. **मार्दवम्**-મૃદુતા, mildness. **ह्रीः**-લજ્જા, નમ્રતા. Modesty. **अचापलम्**-ચપળતા -ચંચળતા ન રાખવી તે. Absence of fickleness.

**अन्वयः**—**अहिंसा, सत्यम्, अक्रोधः, त्यागः, शांतिः, अपैशुनम्, भूतेषु दया, अलोलुप्त्वम्, ह्रीः, अचापलम्** ।

પ્રાણીમાત્રને પીડા ન કરવી, સત્ય ભાષણ, અક્રોધ, ઔદાર્ય, શાંતિ, ત્યાગ, દુષ્ટપણું ન કરવું, પ્રાણીમાત્રપર દયા, અનાસક્તિ ( લાલસા ન રાખવી તે ) સૌમ્યપણું.

Harmlessness, truth, absence of wrath, renunciation, peacefulness, absence of crookedness, compassion to living beings, uncovetousness, mildness, modesty, absence of fickleness,

**१०१. तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

**धृतिः**—ध्रियन्ते प्राणेंद्रियादयः यया सा धृतिः । शौचम्-શૌચ, શુચિ, પવિત્રપણું. Purity. **अ+द्रोहः**-દ્વેષબુદ્ધિનો અભાવ. Absence of envy **न+अतिमानिता**-અહંકારનો અભાવ. **अत्यर्थं मानः अतिमानः, अतिमानः विद्यते यस्य सः अतिमानी,** तस्य भावः अतिमानिता । Absence of pride. **अभिजात**-માટે જન્મેલો, કુલીન. Born to or for; born of noble descent.

**अन्वयः**—भारत, तेजः, क्षमा, धृतिः, शौचम्, अद्रोहः, नातिमानिता **( च ) एते गुणाः दैवीसंपदम् अभिजातस्य** भवन्ति ।

હે અર્જુન, પાણીદારપણું, વેરીના અપરાધની ક્ષમા, ધૈર્ય, પવિત્રપણું, દુષ્ટપણું ન કરવું તે, અને નિરાભિમાન રહેવું વગેરે જે ગુણ ઉપર કહ્યા **તે દૈવીસંપત્તિ સાથે જન્મેલા પુરુષના હોય છે.**

**Vigour, forgiveness, fortitude, purity, absence of envy and pride—*these* (*above mentioned qualities*) *are his* who is born with the divine properties, O Bharata.**

